# चित्रांगदा स्वयंवर.

ઇતિહાસ ઉપરથી કલ્પના મિશ્રિત

અષ્ટાંકિ નાટક.

રચીને પ્રસિદ્ધ કરનાર

## સૈયદ ભગવાનલાલ બાપાલાલ.

ગીતિ.

ચતુરવરને ઝુરતી, ઝુરતા વરને કરી ચતુર નારી;
ભવ ભાળો ભવીના, કેવા બન્યું અતિ ચમત્કારી!

( સર્વ હક સ્વાધિન )

अमदावाद.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

२७५३

# चित्रांगदा स्वयंवर.

ઇતિહાસ ઉપરથી કલ્પના મિશ્રિત
ચારઅંકિ નાટક.
રચીને પ્રસિદ્ધ કરનાર

## સૈયદ ભગવાનલાલ બાપાલાલ.

ગીતિ.

ચતુરવરને મુરખી, મુરખા વરને દઈ ચતુર નારી;
ભવ બાળો બન્નેના, કેવા બન્યું અતિ ચમતકારી!

(સર્વ હક સ્વાધિન)

# अमदावाद.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

મૂલ્ય ૭ આના.

# ગ્રન્થાર્પણ.

• ( सत्यमेव जयते ).

સદા મેહેરબાન રાજમાન રાજશ્રી રાવબહાદૂર લાલજી ભાઈ પુરશોત્તમરાય–નેટીવ આસિસ્ટંટ ટુ. ધી એજંટ ગવરનર જનરલ. સ્થળ વડોદરા.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સુજ્ઞાતા સત્યવાદિ ધિર મનના, ગંભીર સાદા ભલા,
બુદ્ધિશાળિ વિવેકિ પ્રેમ ભરિયા, વૃત્તી સદા નિર્મલા;
રે દાતાર અપાર સાર સહુના, અહંકાર ના લેશ શો,
એવા **લાલજીભાઈ** હેત ધરિને, મમ્ ગ્રંથ સ્વિકારશો ! ૧

પામ્યા ભૂજનિ ખૂબ જાજ મુદતે. હુદ્દો માન્યો હેમનો,
પામ્યા પાલણપૂર પૂરે યશ જ્યાં. વાધ્યો વધું આપનો;
પામ્યા આ સ્થળ પદ્વિ એજ સહુથી, સૌ ઊર ભાવે વશ્યો,
પ્રેમી **લાલજીભાઈ** પ્રેમ ધરિને, મમ્ ગ્રંથ સ્વિકારશો ! ૨

થોડી મૂદત માંહિ કિર્તિ સુણતાં. રીપન રીઝયો ઘણો,
હર્ખાઈ ઈલકાબ વાહ અરપ્યો, શો **રાવબહાદૂરનો**
એરીતે તમ નામ નેટ વધશે, જ્યાં આપ સિંચાવશો,
શાણા **લાલજીભાઈ** સ્નેહ ધરિને, મમ્ ગ્રંથ સ્વિકારશો ! ૩

દાઝે દાસનુ દુ:ખ ધારિ હૃદયે, ઝાઝા નથી મૂ કને.
દિઠા મેં **મણિભાઈ** એક જગમાં. દીઠા બિજા આપને !
જે જીવો જુગજૂગ ખ્યાતિ વધતાં, જે જાગ જેને વસો,
પ્યારા **લાલજીભાઈ** પ્રિત ધરિને, મમ્ ગ્રંથ સ્વિકારશો ! ૪

અર્પે પુસ્તકકાર દ્રવ્ય અરથે, અર્પે જૂદા નેમથી,
હું અર્પુંવિન આશ ખાસ તમને, કુટુંબિના પ્રેમથી;
લેવાએ દ્રષ્ટાંત એમ ચિતનું. કસંપ નાવે કશો.
વાંચ્છું હું **ભગવાન લાલજી** ભાઈ, મમ્ ગ્રંથ સ્વિકારશો ! ૫

લી. પ્રેમાંકિત સેવક.

**ભગવાનલાલ બાપાલાલ સેવક.**

"I do not think a braver gentleman,
More daring or more bold is still alive,
To grace his latter age with noble deeds."

Shakespeare

# સૂચના.

માત્ર અસલી રિતભાત તથા અસલી રૂઢિઓને ધિક્કાર-નાર અજ્ઞાન સમુદાયનાં જ્ઞાન ચક્ષુ ઉઘાડવા આ પુસ્તકનો મૂળાધાર **શ્રી મુકકુંદ જીવન ચરિત્ર**માંથી લિધેલોછે. જેમ કોઈ નવી ઇમારત બાંધવાની ઇચ્છા રાખનાર અસલી ઇમારતમાંથી ઉપયોગી છાટકાટ વિણી કાઢી તેને છોલી છાલી સૂશોભિત જગ્યાએ મૂકે તેમ (તોપણ એટલું તો મારે કહેવુંજ જોઇએ કે અસલ માફક આમાં પણ શૃંગાર રસ પ્રાધાન્યપણે રાખવો પડેલ છે.) આ સ્થળે પણ કરવામાં આવ્યુંછે, જે એટલે દરજ્જે સૂધી કે મુકકુંદ ચરિત્રનો વાં-ચનાર આ પુસ્તક વાંચી ભાગ્યેજ એમ કહેશે કે આમાં-નો મૂળ પાયો તે જીવન ચરિત્રમાંથી લિધેલછે; તેમ ક-રવાનાં મૂખ્ય બે કારણછે; મૂળ બાબતને નાટકની ઢબમાં લાવવાની વૃત્તી થતાં તેમાં રૂપાંતર કરવાની જરૂર, તથા ચાલતા પ્રસંગને દોષકારક થઈ પડે એવી તે માંહલી કેટલીક ખામિયો.

બાળલગ્ન નિષેધક અને પુનઃલગ્નોતેજક વગેરે સાંસારિક વિષયો જ્યારે આપણ લખવા માંડિયે છિયે, ત્યારે સ્વયંવર સંબંધી આપણી મોટી ભૂલ પ્રથમ નડે છે; જે ભૂલ હવે ગાડરિયા પ્રવાહ માફક ન તણાતાં કાંઇક અગમચેતી લાવી મારા આર્ય બાન્ધવોએ દૂર કરવી ઘટેછે.

પરંતુ આપણા હિન ભાગ્યેજ્યાં સૂધી એ પરમ સૂખદ લ્હાવો લેવા આપણી ઇંદ્ર ઉંડા નથી, જ્યાં સૂધી સારા વરને નરસી અને નરસા વરને સારી કન્યા ગોઠવા બન્નેના

બળ બગાડવાનો અધમ ચાલ દૂર થયો નથી, જ્યાં સૂધી ઢિંગલા ઢિંગલી પરણાવી બન્નેની કાચી ઉમરમાં અને કાચી સમજણમાં (અરે કેટલેક સ્થળે તો કસાઈ ઘેટાં તાણે તેમ વહુ અગર વરની ટાંગા ટોળી કરી) સૂવાની ઓરડીમાં નાંખી દઈ બ્હારથી સાંકળ ચડાવી દેવાનું શરમ ભરેલું ફારસ બંધ પડ્યું નથી, અને જ્યાં સૂધી મોટા ગર્ભ શ્રિમંતના ઘરમાં પણ સ્વયંવરની ખામીને લિધે વ્યભિચાર અસ્ત પામ્યો નથી, ત્યાં સૂધી તે વિશે વારંવાર પોકાર પાડી અજ્ઞાનોને જાગૃત કરવા એ હરેક સુજ્ઞ જનનો ધર્મ છે, જે ધર્મ હમેશાં અવકાશ લાવી દરેકને રૂબરૂમાં મળી તે વિષય તેને પૂર્ણ રિતે સમજાવી મનકામના સાધી લેવાના અશક્યપણાને લિધે. પૂર્વનાં દ્રષ્ટાંતો આપી પૂસ્તક દ્વારાએ વધારે સારીરિતે બજાવી શકાયછે.

યોગ્ય ઉમરે આવ્યા બાદ મન ગમતો ભર્તાર ખોળી તેની સાથેજ પરણવા સંબંધી ધારેલ યોજના પાર પાડવામાં દંપતિની વારંવાર કસોટી (વિષમ કુગ્ધાઓ) નિકળ્યા છતાં ઉભય પક્ષનું દ્રઢ મન રહ્યાથી કેવું ચમત્કારી પરિણામ થાયછે, તે પછી તે બન્ને વચ્ચે કેટલી અસાધારણ પ્રીતિ બંધાયછે, તેમજ વિદ્યા દેવીના કેટલો બધો અગાધ પ્રતાપ છે, તથા તેની સત્તા નિચે કેવાં અદ્‌ભૂત કામો કરી શકાય છે, વગેરે દર્શાવવું એજ મારો ઉદ્દેશ છે.

શ્રી સર્વાંતરયામી એ ઉદયજનક ઉદ્દેશ ફલિભૂત થાય એવી સૂમતી નિંદ્રાવશ થયેલ મારા ભલા ભરત બાઇઓ ને હવે સત્વર આપો! તથાસ્તુ!!

સ્થળ વડોદરા.
આશ્વિન સૂદ ૧૦
સૂર્યવાર સંવત ૧૯૩૮

સેવક ભગવાનલાલ બાપાલાલ.

# ચિત્રાંગદા સ્વયંવર.

## અંક ૧ લો.

સ્થળ—કુંદનપૂર.

પાત્ર.

ચિત્રાંગદ... ... ... ... ...કુંદનપૂરનો રાજા.

ચંદ્રાવતી .. ... ... ... ...તેની રાણી.

ચંદ્રસેન ... ... .. ... ... ...પ્રધાન.

ચિત્રાંગદા... .. ... ...ચિત્રાંગદ રાજાની કુંવરી.

નારદ તથા દુર્વાસા ... ... ... ...ઋષિયો.

શિવાય ચાકર નકરો વગેરે.



# चित्रांगदा स्वयंवर.

## अंक १ लो.

---

## प्रवेश १ लो.

સ્થળ—અંતઃપૂર.

**ચિત્રાંગદ**—(સ્વગત)

**નાથેકસે ગજકો બંધ છોરાયો. એ રાગ.**

નારાયણ નરસિંહ નર નિર્વિકારી;
ગાઉં ગૂણી ગોવિંદ ગીરિધારી; ના. ૧
ધીવંત ગુણવંત શ્રીમંત મોટો, તારી ભારી બલિહારી;
વેદ અને વ્યાસ પાર ન પામી, છેવટ બેઠા હારી; ના. ૨
રંક ઇચ્છે ધન રાય ઝંખે પૂત્ર, ઉલટું કરો ન વિચારી;
સરવેને સરખાં સૂખ ન મળતાં, ખાયે ગોથાં નરનારી; ના. ૩
દોહલો સંસાર સાગર તરવો, ખડક માયા તણા ભારી;
તૃષ્ણાતણાં મોજાંનિત્ય ઉછળતાં, ભાગેછ ભવ હોડિસારી; ના. ૪
રાજ્ય અને પાટ સ્મશાન લાગે, વંઝચા મે'ણું રહ્યું જારી;
ધિઃક પડી આ દેહને સાચે, નામ જાયે મુરારી; ના. ૫
શુકન જુએ નકો વાટમાં મળતાં, નાંખે નિસાસા નારી;
શ્રાદ્ધ ગયા પુંઠે કોણ સરાવે, કોપે જ્યારે ભૂધારી; ના. ૬
તોટો પડ્યો છેક તારે મદીરે, કે શું કહું વિસેતારી;
એક કુંવરનું સ્વપ્ન ન લાવે, શેનો કુબેર બંડારી! ના. ૭
એમ બાળાના ડુકાળા થતાં તો, ગાળા થાયે નર્મ ભારી;
વ્હાલા ભગવાન તું વ્હારે ચડીને, દેને મે'ણું એ ઉતારી; ના. ૮

**અનુચર**—(પ્રવેશ કરતાં નેકી પોકારીને) રાજાધિરાજ

ચિત્રાંગદ મ-હા-રા-જ ! પુન્ય મહિપાળને મળવાની અ-પેક્ષા રાખી એક અતિથી નિચે આવી ઉભેલા છે, માટે જેવી છત્રપતિની આજ્ઞા !

ચિત્રાંગદ—(તેના સામી દ્રષ્ટી કરીને) અહો અનુચરા! કોઈ મહર્ષિ પધાર્યા હશે માટે પુજાપાની સામગ્રી તૈયાર કરી ત્વરાથી તું ત્યાં આવ! રાજ્ય મંદિર આગળ વધાવી લેવા સત્વર હું ત્યાં જઉંછું. (જાયછે)

---

# પ્રવેશ રજો.

**સ્થળ - રાજ્ય મંદિર.**

**ચિત્રાંગદ તથા નારદઋષી.**

**નારદ**—(રાજાને આવતો જોઇને)

**ગીતિ.**

હો ન્યાયી પુણ્યશાળી, વિવેકિ ગંભીર ગુણી મહારાય !
તારી કિર્તિ સુણતાં, ઇંદ્રજી સરખા પ્રસન્ન અતિથાય!!૧
(વળી) નામ વધો પરદેશે, થરરર કંપો તને રિપુ જોઇ:
અમર અમર પદ ધારી,ભોગવ વૈભવ અનાથ દુખખોઈ.!૨

**ચિત્રાંગદ**—(પુજા કરીને નમસ્કાર કર્યા બાદ) પુન્ય મહર્ષિ! આપનું આશિર્વચન હું અંગિકાર કરૂંછું !

**નારદ**—(લાંબો હાથ કરીને) જય થાઓ !

**ચિત્રાંગદ**—સુજ્ઞ ભૂદેવ! ગ્રીષ્મરતુના આવા સખ્ત તાપમાં શ્રમ લઈ અહીં કૃપા કરવાનું શું કારણ છે ? શું યજ્ઞ વિધીમાં અસુરોએ વળી કાંઈ વિઘ્ન કરવા માંડ્યુંછે! શું તપશ્ચર્યા કર્મમાં કોઈ રાની પશુ હરકત કર્ત્તા થઈ પડ્યું છે ? કે આપના સ્વર્ગ તુલ્ય તપોવનમાં કાંઈ ઐશ્વરી કોપ થયો છે, કે શું છે!

**નારદ**—ચક્રવર્ત્તિ મહારાજા ! પૂર્વમાં જગન્નાથથી તે પશ્ચિમમાં દ્વારિકાં સૂધી, ઉત્તરમાં બદ્રિકાશ્રમથી તે દક્ષિણમાં સેતબંધ રામેશ્વર લગી તારી અભય સરહદમાં અજા સમિપ કુદ્રષ્ટી કરી કોઈ જોઈ શકે નહિ, તો બિજો અન્યાય ક્યાંથી થાય ? ! તારા ઉપર પ્રસન્ન થઈ માત્ર ઈંદ્રરાજાએ મને અહિ મોકલ્યોછે.

**ચિત્રાંગદ**—(કાંઈક માંગલિક ચિન્હ સમજી) આશ્ચર્ય ! ત્યારે ઈંદ્રરાજાની આજ્ઞા મને સત્વર વિદિત કરો !

**નારદ**—દેવની સભામાં તારાં સૂખ સંપતિ વિશે વિવાદ થતાં તને ત્રિજું સૂખ (સંતતી) નહીં મળવાથી તારૂં મન દગ્ધ રહેછે જાણી, મને તને ધૈર્ય આપવા અહિ મોકલ્યો છે.

**ચિત્રાંગદ**—મુનીશ્વરા ! આપના ભાષણથી મને ઘણીજ નવાઈ લાગે છે ! દેવતાઓએ મારા ઉપર પ્રસન્ન થઈ માત્ર ધૈર્ય આપવાજ શું આપને આટલે બધે દૂર મોકલ્યાછે?

**નારદ**—દુર્વાસાઋષીના શાપથી આ ભવમાં તને પુત્ર પ્રાપ્તી થવી તો દુર્લભછે પણ—

**ચિત્રાંગદ**—(વચમાં બોલી ઉઠેછે) દુર્વાસાઋષીનું હરિણ અસુરો લઈ ગયેલ, જેને પાછું લાવી આપતાં શિકારિયોને સેજવાર થવાથી તેમણે દીધેલ શાપ મારા સમજવામાંછે; પરન્તુ તેનું નિવારણ કરવા દેવતાઓપણ શું સમર્થ નથી?

**નારદ**—દુર્વાસા ઘણાજ ક્રોધી ઋષી છે; પોતાનીજ સ્ત્રીને સેજ વાતમાં શાપ દેતાં વાર ન લગાડે એવાછે, જેથી તેમની આજ્ઞા ઇંદ્ર સરખા પણ ઉલ્લંઘતા આંચકો ખાઈ જાયછે; માટે—

**ચિત્રાંગદ**—(અધિરપણે એકદમ) ત્યારે દેવતાઓ અને ઋષિયોએ મળી મારૂં શું ન સંતાન જોવા ધાર્યું હશે !

**નારદ**—ના ના,

### ગીતિ.

ગયેલ ભવના પાપે, પુત્રની પ્રાપ્તિ તને નહિ થાશે;
વચન દેવનું ફળતાં, પુત્રિ થવાથી દરિદ્ર દુર જાશે!!

**ચિત્રાંગદ**—વારૂ; દેવતાઓએ મારા ઉપર કૃપા કરી વાંઝિયા મેહેણું ટાળ્યું, એથી પણ આજ એમનો કૃતજ્ઞ થઉંછું! પરન્તુ મહાદેવ પાસે દમિ દમિ માગેલ ઓખા જેવી રાક્ષિણી પુત્રી માફક તે પિડાકારક તો નહિ થઈ પડે!

**નારદ**—

### ગીતિ.

થાશે અતિ રૂપવંતી, બુદ્ધિશાળી ચતૂર શાણીએ;
ચંદ્રાકૃતી લલાટે, માની લેવી ખરી નિશાનીએ. ૧

**ચિત્રાંગદ**—(નમન કરીને)દેવતાઓએ એટલો પણ મારા ઉપર અનુગ્રહ કર્યો જાણી આજ હું અધિક આનંદમય થઉંછું, તેમાં મુની મહારાજ! આપે લિધેલ શ્રમ માટે આપનો આભાર માનુંછું.

**નારદ**—દુઃખીને સ્હાય થવું એ તો દેવતાઓનું કામજ છે; (મનમાં) દેવતાઓએ તો પ્રસન્ન થઈ પુત્ર પ્રાપ્રી થવા સંબંધી વર આપવા મને મોકલ્યો હતો, પણ બંદાએ વળી કેટલોક ભાવ ખાઈ પુત્રીજ કહી નાંખી! સાચે સાચું કહિયે ત્યારે નારદ શેના! (પ્રકટ રિતે) વારૂ હવે હું આજ્ઞા લઉંછું.

**ચિત્રાંગદ**—મુજ રંક પ્રત્યે કરેલ ઉપકારનું એસાન દર્શાવવા આપ ભલે સિધાવો! કૃપા કરી વળી ફરી પધારશો!

(જાયછે).

---

# . પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજ્ય મંદિર.

### ચિત્રાંગદ તથા ચંદ્રસેન.

**ચિત્રાંગદ**—(પ્રવેશ કરીને) અહો! પ્રતિનિધી ચંદ્રસેન! હાલ આપણા રાજ્યનો બન્દોબસ્ત કેવી રિતે ચાલેછે, દિન અને દાતા કેવી રિતે વર્ત્તેછે, અને સર્વે કેવી રિતે સૂખીછે?

**ચંદ્રસેન**—પુણ્ય શ્લોક પૃથ્વિપતિ! રાજ્યમાંના તમામ સત્તાધિશો પોતાનાં કર્તવ્ય કર્મ ઉપર નજર રાખી કામ ચલાવ્યા જાયછે; ગરિબ અને તવંગર સર્વે પોતાનું રળેલું ખાઇ આપને આશિષ દેછે, અને તેઓ આધી વ્યાધીની કોઈ પણ ઉપાધીમાં ન પડતાં સદૈવ સલાહ સંપમાં દિવસ કાઢેછે.

**ચિત્રાંગદ**—વારૂ; આપણા દેશમાં સ્વાર્થ બૂદ્ધિ શરૂ થતાં લોકો તાળાં કુંચી વાપરવા લાગ્યાછે કે નહીં?

**ચંદ્રસેન**—પુન્ય નરેંદ્ર! હરિદ્વાર, સેતબંધ રામેશ્વર, દ્વારિકાં અને કાશી ક્ષેત્ર જેવા સ્થળાંતરે યાત્રા કરવા જતાં લોક તાળાં વાસતા નથી, બારણે સાંકળ સરખી પણ ચડાવતા નથી, અને પોતાની અમુલ્ય ચિજો સંચ અગર એવા પ્રકારના અગોચર સ્થળે મૂકતા નથી; તેમજ શ્વાન સૂધાં પણ ધણી વગરના ખૂલ્લાં ઘરમાં પેસતાં નથી.

**ચિત્રાંગદ**—( સંતોષપામીને ) ત્યારે દેશમાં વિદ્યા વૃદ્ધિ કેવી છે?

**ચદ્રસેન**—વર્ષાઋતુમાં કુમુદિની અને કમળ ભર્યું જેમ સરોવર લેંહેકે તેમ સરસ્વતિના પ્રસાદથી વિદ્વાન લેંહેકી રહ્યાછે, તેમાં કમળમાંથી મધ ચુસનાર લોભી મધુકર મધ ચુસવા જેમ ગુંઝાર કરી મૂકે; તેમ વિદ્વાનો આગળ વિદ્યાર્થિપો

કરી રહ્યાછે ! અહા ! કાષ્ટ ચિરનાર પણ સંસ્કૃત શ્લોક સારી રિતે લખી જાણેછે !

**ચિત્રાંગદ**—યથાયોગ્ય; પણ નહિ ભણેલાઓને માટે કરેલ ધારો હજુ પણ લાગુ છે કે નહીં !

**ચંદ્રસેન**—હા; રાજાધિરાજ! નહિ ભણેલાઓને દેશ પાર કરવામાં આવેછે.

**ચિત્રાંગદ**—વારૂ; આપણાં દિવાની ફોજદારી ખાતામાં ઈનસાફ કેવી રિતે ચાલેછે ! ન્યાયાધિશોમાં લાંચ લેવાનો પાજી ગુણતો પ્રવેશ નથી થયો ?

**ચંદ્રસેન**—ગયા દશ વર્ષમાં દિવાની કીંવા ફોજદારી દાદ એકે નહિ આવવાથી બિચારા ન્યાયાધિશો બગાસાં મારે છે, તો બિજો દૂર્ગુણ ક્યાંથી ધરાય ?

**ચિત્રાંગદ**—ત્યારે તપોવનને વિષે તપેશ્વરિયોને તો કોઈ જાતનું વિઘ્ન નડતું નથી ?

**ચંદ્રસેન**—આપણી હદને વિશે તો શું પરંતુ પરહદમાં પણ અસુરો પ્રવેશ કરી શકતા નથી; તેઓ આ દેશ સમિપ દ્રષ્ટી કરવા પણ પામતા નથી !

**ચિત્રાંગદ**—આપણા દેશની આવી ઉત્કૃષ્ટ વ્યવસ્થા સાંભળી હું અતિ પ્રસન્ન થઉંછું; ચાલો આજ શિકાર કરવા નિકળી પડિયે.

**ચંદ્રસેન**—જેવી છત્રપતિની આજ્ઞા ! (જાયછે).

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—વિદ્યાલય.**

**ચંદ્રાવતી** તથા પછીથી **રતિ દાસી.**

**ચંદ્રાવતી**—(સ્વગત) અહા! ઇશ્વરની ગતિ કેટલી બધી

ગહન છે! તરણાનો મેરૂ અને મેરૂનું તરણું તો તેજ કરી શકે!

કારણ— શોભાવૃત્ત.

હતાં શોભતાં પૂર,[૧] પૂર[૨] તે પર ફરિ વળિયાં,
હતી ઉડતી ધૂળ, મૂલ્ય નહિ માણક મળિયાં!
હતાં જંગલો જ્યાંહ, મંગલો નિત ગવાતાં,
હતું જ્ઞાન નવ નામ, આજ સહુ શાસ્ત્ર ભણાતાં! ૧
હતી ન કોડી હાથ, બાથમાં દામ ન માતા,
હતા માંદલા જેહ, બન્યા જો તાતા માતા!
હતા જાગતા જોદ્ધ, થઇ કાયર તે બેઠા,
હતા વાંદરાં પેર,[૩] નાંખિયા સહુને હેઠા! ૨
હતી વાંઝણી જેહ, થઈ છે જો વિર પ્રસવા,
અષ્ટ સૂતની માત, આજ લાગી કર ઘસવા![૪]
હતી નદી જળ વિન, આજ તાણે બહુ ગામો,
હતાં ડુંગરો જ્યાંહ, રહ્યાં પથ્થર નવ નામો! ૩
અકળ કળા એ ઇશ, નિશદીન તારી દેખું,
કરે રાયના રંક, રંક નૃપ થયેલ પેખું!
પશ્ચિમમાં કો દિન, દિન[૫] કરવા તું ધારે,
કરેજ પળની માંહ, અતિ શકતી તુજ ભારે! ૪
હતી ન અમને આશ, લાશ ભવ જ્યારે ગયો'તો,
સુખ તણો આભાસ, ન્હાશ ઉરમાંથિ થયો'તો!
પણ પલટી[૬] તેં દિન, દિન સુખ સામું જોયું,
બાળ પ્રકટતાં નાથ, વાંઝિયા મે'ણું ખોયું! ૫

(બાળ ચિત્રાંગદાને લઈ રતિ પ્રવેશ કરેછે).

---

૧ નગર, શેહેર. ૨ પાણીની રેલ; ભરતી.
૩ જંગલી અવસ્થામાં હતા. ૪ પુત્રહિન થવાથી હાથ ઘસવા લાગી. ૫ સૂર્ય ઉગાડવો. ૬ ઉલટાવી, રૂપાંતર કરી; ફેરવી; બદલી.

રતિ—પૂજ્ય રાજ્ય માતા! મને તો ઘણીજ નવાઇ લાગે છે! જ્યારે જ્યારે હું ચિત્રાંગદા બેનને લઇ આપણા વિશ્રામકુંજમાં સાંજને વખતે ફરવા જાઉછું ત્યારે ત્યારે ચકોર પક્ષી બેન ઉપર છત્ર કરેછે, માનસરોવરમાં ખિલતી કુમુદિનિયો તેમના પતિ ચંદ્ર વિના એકદમ ખિલી ઉઠેછે; અને તમામ પક્ષિયો આનંદાવેશમાં આવી જઈ ચારે ગમ કલ્લોલ કલ્લોલ કરી મૂકેછે; એનું કારણ શું હશે!

ચંદ્રાવતી—સતિ રતિ! ચિત્રાંગદાના કપાળમાં ચંદ્રાકૃતિ હોવાથી તેઓ ક્વચિત ભુલાવો ખાતાં હશે!

રતિ—અરે બેન પણ તેના સામું એકીજ ટશે જોયાં કરે છે; અને અગર જો હાલ તેમની ઉમર નવ માસની પણ પુરી થઈ નથી, છતાં હરિણી માફક ઉછાળા મારી તેમની તરફ હડિયો કાઢે છે!

ચંદ્રાવતી—બેન, પ્રીતિ એમ અન્યોઅન્યજ જોઇએ!

(બાળ ચિત્રાંગદા બહાર જવા હાથ વતિ અણસારા કરેછે એટલે).

રતિ—અરે આ અલૌકિક તે કોને કહું?! ઘરમાં મુદલ પણ રહેતાં નથી! માનસરોવરમાં જ્યાં કુમુદિની ખિલીછે ત્યાં લઈ જઈ ઉભી રહીશ ત્યારેજ તેઓ જંપશે! માટે આજ્ઞા લઉછું.

ચંદ્રાવતી—હા જા; સંભાળ રાખજે! (જાય છે).

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ—અરણ્ય.**

**ચિત્રાંગદ, ચંદ્રસેન, તથા પછીથી દુર્વાસા.**

ચિત્રાંગદ—(ધનુષ ચડાવતાં) સારથી! જો પેલા કાળિયર

પાછળ ચિત્તો પડ્યો છે ત્યાં આપણા ઘોડા મારી મૂક ! નિકર તે કોઈઋષીના નિર્દોષ પશુનું નુકશાન કરશે.

**સારથી**—જેવી મહારાજાની આજ્ઞા!

(સારથી ઘોડા દોડાવે છે એટલે લાગ આવતાં ચિત્રાંગદ ચિત્તા સમિપ એક તિર ફેંકે છે, જે ચિત્તાના પેટમાંથી નિકળી કાળિયરને પણ વાગતાં બન્નેઓય ઉપર પડે છે)

**ચંદ્રસેન**—(મનમાં) દુષ્ટ દૈવ ! આતો ઉલટું થયું ! કવચિત તે કાળિયર કોઈ ક્રોધી ઋષીનું હશે તો અત્યારે પુરી કમબખ્તિ આવી !

**ચિત્રાંગદ**—(ખુશી થઈને) પ્રધાન ચંદ્રસેન ! તે દિવશ કરતાં આજ કેવી સારી ગમત થઈ ! અહા ! એક તીરેજ બેના પ્રાણ ગયા !

**ચંદ્રસેન**—મહેંદ્ર ! એ બધું ઠિક થયું; પરંતુ વખત છે ને તે કાળિયર કોઈ મહર્ષીનું હશે તો એ ગમતનું પરિણામ શોકકારક થઈ પડશે!

**ચિત્રાંગદ**—વારૂ એમાં શું? માળી રૂઠ્યો ફુલ લેશે, નાકતો નહીં લે ?

**ચંદ્રસેન**—યથાયોગ્ય; પણ ઋષિયોનું કામ હવણાં ઘણું બાંકુ થઈ ગયુંછે; સેજ વાતમાં શાપ દેતાં વિલંબ કરતા નથી; તેમાં દુર્વાસા ઋષીની તો શીમાવળી ! માટે રાજાધિરાજની ઇચ્છા હોય તો પણે મઢુલી દેખાયછે ત્યાં જઈ વાસ્તવિક તપાસ કરિયે ?

**ચિત્રાંગદ**—હા; ચાલો, તેનું નિરાકરણ કરિયે.

(મઢુલી આગળ જાયછે, જ્યાં દુર્વાસા ઉભા રહીને)

**દુર્વાસા**—(ક્રોધ લાવીને)　**ગીતિ.**

મમ પ્રાણી સંહાર્યું, જેથી મારૂં અધીક ચિત બળતું

તુજ પુત્રીના વિરહે, રહિને રે'જે સદાય વ્યાકુળતું ? ૧

ચિત્રાંગદ—(ગભરાઇ જઇ) અહૂં હૂં હૂં હૂં ! મહારાજ ક્ષમા કરો, ક્ષમા કરો !

દુર્વાસા—(ક્રોધાંધ થઇને) ચાલ, તું મોટો રાજા થયો તેમાં શું થઇ ગયું ? તું તારે રસ્તે ચાલ્યો જા ! અમારે ઋષિયોને તારી શી પરવાહ છે ! સારૂં છે કે બ્રહ્મદેવે અમને શાપ દેવાનું સાધન સોંપ્યુંછે, નિકર કોણ જાણે તમે અમારા ઉપર શુંએ રોળ વાળત !

ચંદ્રસેન—મહારાજ ! તમે મુનીશ્વર છો, અમે આપનાં બાળક છિયે, માટે કૃપા કરો ?

દુર્વાસા—ચાલ દુષ્ટ ! ! તે હું કદી પણ સાંભળવાનો નથી; તે દિવસે પણ મારૂં ખોવાએલું હરિણ આજ રાજાની સુસ્તીને લીધે અસુરૂ જડ્યું તોપણ મેં તેના ઉપર દયા કરી માત્ર શિકારિયોનેજ શાપ દીધો હતો, પરંતુ આજ તમારી વાત કોટી ઉપાયે પણ સાંભળવાનો નથી !

ચંદ્રસેન—મુની મહારાજ ! વાડ ચિભડાં ગળે તેમ જે દેનાર તેજ લેનાર થાય એ અયોગ્ય કહેવાય, માટે અનુગ્રહ કરો ?

દુર્વાસા—જાઓ મારો શાપ કોઈ દિવસ પણ પાછો ફરવાનો નથી !

ચિત્રાંગદ—(હાથ જોડીને) મહા મૂની! મારી કસુર થઈ માટે ક્ષમા કરો !

દુર્વાસા—(જરા નરમ પડીને) તારો અત્યાગ્રહ છે ત્યારે જા એટલુંજ કહુંછું કે તારી કન્યા કેટલેક દિવસે પણ તને પાછી મળશે.

ચંદ્રસેન—મુનીશ્વરા ! એકની એક સુકુમાર કુમારી પ્રત્યેજ અનુગ્રહ કરો !

દુર્વાસા—જાઓ વધારે માથુ ફોડાવશો તો બીજો શાપ દઈશ?

ચિત્રાંગદ—(સાષ્ટાંગ દંડવત્ કરીને) મહામતિ! એ પશુ સામી નજર કરો! શાપના નિવારણ માટે આપ કહો તેટલા યત્ન કરૂં! આજ્ઞા કરોતો ચાલતો કાશીક્ષેત્ર જાઉં! રાજ્યપાટ તજી સન્યસ્ત ગ્રહણ કરૂં! ફરમાવો તેટલી બાધા આખડીઓ રાખું. અરે અન્ન પાણી તજી આપ વર્તાવો તે પ્રમાણે વર્તું; પણ કૃપા કરો!

દુર્વાસા—જા જા દુષ્ટા! તારા કાવલા કાવલા ખુશામતિયા શબ્દથી હું કદી ડગનાર નથી! તું તારે માર્ગે ચાલ્યો જા!

ચિત્રાંગદ—પરમ કૃપાલ મુની! આપની ઇચ્છા હોય તો કાલિયરનું એક મોટું સૈન્ય આપને અર્પણ કરૂં, પણ મને ક્ષમા કરો!

દુર્વાસા—જા જા ચાંડાલ, એવાં ઢાપલાં ઢાપલાં વેણ હું કદી માનનાર નથી!

(મઢુલીનાં કમાડ વાશી અંદર પેસી જાયછે જેથી આખરે નિરાશ થઈ રાજા તથા પ્રધાન રસ્તે પડેછે).

**પ્રથમાંક સમાપ્ત.**



# अंक २ जो.

स्थळ—કુંદનપૂર.

પાત્ર.

ભાસ્કરાચાર્ય... ... ... ...વિદ્યા ગુરૂ (રાજર્ષી)

દ્રોણાચાર્ય, સુધન્વા હંસધ્વજ, રૂતુપર્ણ ચંદ્રાપીડ અને ચદ્રપતિ } ... ... ... શિષ્ય.

ચિત્રાંગદ .. ... ... ... ...કુંદનપૂરનો રાજા.

ચંદ્રાવતી... ... ... ... ... ...તેની રાણી.

ચિત્રાંગદા .. ... ... ... ......રાજ્ય કુંવરી.

ચંદ્રભાગા, ચંદ્રકાન્તિ ચંદ્રાક્ષી અને ચંદ્રવદના }... ...ચિત્રાંગદાની સખિયો.

શિવાય નારદઋષી ચાકર નફરો વગેરે.

---

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ગુરૂ ભાસ્કરાચાર્યનો આશ્રમ.

ગુરૂ ભાસ્કરાચાર્ય, દ્રોણાચાર્ય, સુધન્વા, (તથા પછીથી) હંસધ્વજ, રૂતુપર્ણ, ચંદ્રાપીડ તથા ચદ્રપતિ.

ભાસ્કરાચાર્ય—(પોતાના સ્થાનકે બેસતાં બેસતાં) શિષ્ય દ્રૌણાચાર્ય, આમ આવ? કાલના જે શ્લોક બાકી રહ્યાછે તે આજ પૂરા કર! (જરા વિચાર કરીને) ના ના; તારી પરિક્ષા લેવા હુંજ જે શ્લોક બોલતો જાઉં તેનું તું પ્રાકૃતમાં ભાષાન્તર કરતો જા જોઇએ ?

દ્રોણાચાર્ય—(પાસે આવીને)જેવી ગુરૂમહારાજની આજ્ઞા!

ભાસ્કરાચાર્ય—જો

શ્લોક.

अनभ्यासेविषंशास्त्रं मजीर्णेभोजनंविषं ॥
दरिद्रस्यविषंगोष्टि वृद्वस्यतरुणीविषं ॥ १ ॥

**દ્રોણાચાર્ય**—(વિચાર કરીને)

ગીતિ.

શાસ્ત્ર અભણ મન વિષ છે, અજીર્ણે ભોજન સદૈવ વિષ જાણો;
દરિદ્રી મન વિષ વાતો, વૃદ્ધજન યુવતિ અચીત વિષ માનો.

**ભાસ્કરાચાર્ય**—વાહ; ભાવાર્થ ઠિક છે. શિષ્ય સૂધન્વા, તું પણ આમ આવી એની પેઠે બોલ જોઇએ

શ્લોક.

नजारजातस्यललाटशृंगं कुलप्रसूतस्वनपाणिपद्मं ॥
यदायदामुंचतिवाक्यबाणं तदातदाजातिकुलप्रमाणं ॥१॥

**સૂધન્વા**—    ઉપેંદ્રવજ્રા વૃત્ત.

છિનાળ પુત્રો નહિ સિંગડાળા, કુલીન પુત્રો નહિ પદ્મવાળા;
છુટે મુખેથી વચ બાણ જેમ, કુલી અકૂલી પરખાય તેમ. ૧

**ભાસ્કરાચાર્ય**—(માથુ ધુણાવીને) કેટલોક ભાગ તેં અધ્યાહાર રાખ્યો તોપણ પ્રથમ કરતાં ઠીક છે.

(હંસધ્વજ રૂતુપર્ણ અને ચંદ્રાપીડ ફાળ ભર્યા પ્રવેશ કરે છે).

**હંસધ્વજ**—(શોક મય સ્વરે) ગુરૂ મહારાજ ! સાયંકાળ સમયે અમારી સાથે આપણા આશ્રમનાં હરિણો પણ ફરવા લઈ ગયા હતા, જેમાંની **કામરતિ હરિણી** જંગલ માંના કાલિયર સાથે ગેલ કરતી કરતી જતી રહી, જેની પાછળ આજ અર્ધરાત્રિ ગઈ પણ પતો નહિ લાગવાથી આપનેવિદિત કરવા આવ્યા છિયે.

**ભાસ્કારાચાર્ય**—(રૂતુપર્ણ સામી દ્રષ્ટી કરીને)શું રૂતુપર્ણ,

આ ખરી વાત છે? તમે મને વિદિત કરવા આવ્યાછો કે ભયના માર્યા નહાશી આવ્યા છો? ચદ્રાપીડ તું ખરેખરૂં કહે? અસત્યનો આ યૂગ નથી!

**ચંદ્રાપીડ**—મહારાજ! ઉંડાં ઉંડાં કોતરો અને ગુફાઓ-માં પેસતાં અમે થાકી ગયા; છેવટે એક મોટી ગુફામાં પેસતાં એક વિક્રાળ સાવજ અમારી પાછળ ધાયું, જેથી અમે શસ્ત્ર રહિત હોવાથી અહિ આવ્યા, અને ચંદ્રપતિ પાસે ધનુષબાણ હોવાથી તે તેની પુંઠે ધાયો.

**ભાસ્કરાચાર્ય**—ત્રાહિ, ત્રાહિ! જેટલું ભય મારી પ્રિય હરિણી માટે નથી તેથી વિશેશ તમારા નપુશાર્થ તરફ મને લાગે છે! અરે ત્રણ ક્ષત્રિ પુત્રો મોટા નગરમાં રાડ પડાવી મૂકે તે શું એક ગરિબ સાવજથી નાઠા? શરમ! શરમ!

**રતુપર્ણ**—ગુરૂજી મહારાજ! એ સાવજ એવડુંતો મોટું અને ચપળ હતું કે સ્વપ્નેપણ એવું બિજું અમે દીઠું નથી!

**ભાસ્કરાચાર્ય**—(ક્રોધમય થઇને) અરે ગમે તેવડું હોય તોપણ શું થયું? તમને શિખવેલ ધનુરવિદ્યાનો તમે શું આવોજ ઉપયોગ કરશો? રાજ્ય પુત્રનાં નામ છેવટે આમજ રાખી ગુરૂને નિચું જોવરાવશો? કલિયૂગ બેસવાને હજુ ઘણી વાર છે? તે વખતના રાજ્યપુત્રો બાયલા હિઝડા થાય, તે સમયના રાજ્યપુત્રોમાં કુંભાર અને હજામ જેટલી અક્કલ ધરાય, તે કાળના રાજ્યપુત્રો પારકે સુખે સુખ માનનાર સંતોષી, બસની અને નિંદ્રાતુર જણાય, પણ અરે સતયૂગની ભર અવસ્થામાં "ભય" એવો દુષ્ટ શબ્દ આ નાદાન છોકરાઓના મનમાં ક્યાંથી ઠસ્યો? માટે જાઓ! પાછા જાઓ! ભાસ્કરાચાર્ય તમારે માટે નિચું જોનાર નહિ?!

**રતુપર્ણ**—ગુરૂ મહારાજ! બહુ ટિચાતાં અમે અતિ

ક્ષુધાતુર થયા છિયે માટે અમને જરા માં સામું કરવા દઈ આજ્ઞા કરો તો વધારે સારૂં!

**ભાસ્કરાચાર્ય**—(વધારે ક્રોધિત થઇને) ધન્યછે પેલા ચંદ્રપતિને કે કોઈ વાતની કનવાર ન કરતાં મારા નામની ખાતર તે હજુ સૂધી આવ્યો નથી! તમે પાંત્રિસ પાંત્રિસ* વર્ષના થયા તોપણ તે તમારાથી નાનો પણ કેવો હિમતવાન અને વિચિક્ષણ છે? માટે આજ તમારૂં કશુંપણ હું સાંભળનાર નથી; રાજ્યપુત્રોએ ભૂખ્યા મરતાં પણ શિખવુંજ જોઇએ; છત્ર પલંગ ઉપર કિનખાબની તળાઇઓ તથા તે ઉપર મલમલની ચાદરો ક્ષત્રિયોને માટે નથી! તેતો મોટી ફુંદવાળા નધરોળ વાણિયાને માટે છે; વાસ્તે જાઓ? પાછા જાઓ?

(શિષ્ય જાય છે;બાદ થોડીવારમાં ચંદ્રપતિ હરિણી લઈ પાછો આવે છે).

**ચંદ્રપતિ**—(શ્વાસભરે) ગુરૂજી! હરિણીની પાછળ એક વિકાળ સિંહ ધાયો હતો,પણ તેને ઠેકાણે કરી પવન ભરાએલ હરિણીને લાવતાં જરાવાર થઈ ગઈ માટે ક્ષમા કરશો!

**ભાસ્કરાચાર્ય**—શાબાશ છે ચંદ્રપતિ તારી હિમતને! રંગ છે તારા આગ્રહને! અને ધન્ય છે તારા ધનુષ બાણને! અહા! આવા શૂરા ક્ષત્રીઓ જ્યાંસુધી ભરત ભૂમીમાં છે ત્યાંસુધી કોના ભાર છે કે આ દેશ પ્રતિ કુદ્રષ્ટી કરી શકે? વાહ! તમામ શિષ્યમાં મેં જે તને મિરમ પદ આપ્યુંછે તેને તું કેવળ યોગ્ય હોવા સંબંધી આજ મારી પૂર્ણ ખાત્રી થઇ! જા અંદર જઈ સુખેથી હવે જમી લઈ મારી પાસે પાછો આવ?        (જાયછે).

---

*પાંત્રિસ વર્ષની ઉમર તે કાળે નાની ગણાતી હતી એમ જુના ગ્રંથથી જણાયછે.

(સ્વગત) અહા! ચંદ્રપતિ કેવો ચાલાક છે! તેનું નામજ કેવું મોહ પમાડનારછે! તેનાં ચક્ષુ પણ કેટલાં બધાં ચપળછે! ભણવામાં એ શિઘ્ર કવિતા જોડનારો કેટલોબધો બુદ્ધિશાળી અને બધાથી આગળ છે! શિષ્યતો આવોજ જોઇયે! હું આખો દિવસ રાજ્ય પ્રકરણમાં ગુંચાતાં ચિત્રાંગદાના અભ્યાસમાં કેટલીક ખામી આવી ગયા સંબંધી વારંવાર રાજાધિરાજ મને ટોકે છે, માટે તે ખામી દૂર કરવા ચંદ્રપતિનેજ મોકલ્યો હોય તો શું? પણ અરે તે કેમ બને! ઉભય પક્ષે યૌવનાવસ્થા શરૂ કર્યાથી તેને ભણાવવા કેમ મોકલાય? (થોડીવાર વિચાર કરેછે એટલામાં ચંદ્રપતિને આવતો જોઇને,લાવ એને પુછી જોઉં? (પ્રકટ રિતે) તું રાજ્ય કુંવરી ચિત્રાંગદાને ઓળખે છે?

**ચંદ્રપતિ**—હા ગુરૂ મહારાજ! ત્રણ ચાર વર્ષ ઉપર અમારી સાથે એ પણ આપણાજ આશ્રમમાં ભણવા આવતાં હતાં—તથા આપની આજ્ઞાથી વિદુર નીતિનો પ્રારંભ મેંજ તેમને કરાવ્યો હતો; હવે તો તે ઓળખતાં હશે કે નહી!

**ભાસ્કરાચાર્ય**—(મનમાં) અરે આતો તેને ઓળખે છે, માટે બીજી કાંઈ યુકિત કરવી જોઇએ.(પ્રકટ રિતે) પણ આ તે ચિત્રાંગદા ન હોય! આતો તેની નાની બેન છે; જે જન્મથીજ રકતપિતવાળી અન્ધ છે; જેને કોઈ શિષ્ય જુએ તો તેનું તમામ જ્ઞાન જતું રહે. અને તરતજ પોતે આંધળો થાય એટલુંજ નહી પરંતુ આખરે તેને રૌવ રૌવ નર્ક મળે!

**ચંદ્રપતિ**—વારૂ; પણ મારે તેનું શું કામ છે?

**ભાસ્કરાચાર્ય**—કેટલાક અત્યુપયોગી કામમાં હું રોકાતાં મારાથી તેને ભણાવવા જઈ શકાતું નથી માટે તનેજ

મોકલવા મારી ઇચ્છા છે.

**ચંદ્રપતિ**—(લાડતો હોય એવો ભાવ દેખાડિને) પુજ્ય વિદ્યા ગુરૂ! એવે સ્થળે બીજા કોઇને મોકલો તો વધારે સારૂં; મારે નાહક એવા જોખમમાં શામાટે આવવું જોઇયે!

**ભાસ્કરાચાર્ય**—પ્રિય શિષ્ય! તેની તારે ચિંતા કરવી નહી; તમારા બેની વચમાં અંતર પટ રાખી ભણવા ભણાવવાની વિધી થાય એમ કરીશ, માટે કાલથી ત્યાં નિઃસંશય જજે?

**ચંદ્રપતિ**—(નાખુશ થયા જેવું દેખાડીને) જેવી આજ્ઞા!

**ભાસ્કરાચાર્ય**—(મનમાં) કુંવરીને પણ એજ પ્રમાણે સમજાવીશું એટલે કાર્ય નિરવિઘ્ને ચાલશે; પરંતુ તે વિશે બંદોબસ્ત કરવા ચાલ હું રાજ્ય મંદીરમાં જઉં!

(જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—અંતઃપૂર.

**ચિત્રાંગદ, ચંદ્રાવતી** (તથા થોડીવાર પછી) **ચિત્રાંગદા.**

**ચિત્રાંગદ**—(ચંદ્રાવતીને આવતી જોઇને) અહો! પ્રાણપ્રિયે! આવ બેસ? ચિત્રાંગદા પ્રસવ્યા બાદ દિનપ્રતિદિન તારૂં ખિલતું કમળ વદન જોઈ હું ઘણોજ આનંદ પામુંછું!

**ચંદ્રાવતી**—પ્રાણવલ્લભ! યથા યોગ્ય છે; સંતાન વગરની સ્ત્રિયોનો સંસાર શ્મશાનથી પણ નષ્ટ છે.

**ચિત્રાંગદ**—(મનમાં) જ્યાં સૂધી પેલા ત્રષીએ દિધેલ શાપની તેને ખબર નથી ત્યાં સૂધીજ સર્વે સારાં વાનાંછે; અરે એને તે હું કેવો કહું? અરે પણ મારા ભાગ્ય માટ

તત્પર રહી એ વાત છાની રાખવી એજ ઉત્તમ છે. (પ્રકટ રિતે) વારૂ; પણ એને શરીરે તો સારી રિતે રહેછે?

**ચંદ્રાવતી**—હા, પ્રાણપતિ; અગર જો હાલ તેની ઉમર તેરવર્ષની થઈ છે તોપણ તે પંદરવર્ષથીએ વિશેશ લાગેછે.

**ચિત્રાંગદ**—ત્યારે હવે આપણે સ્વયંવરનીએ તૈયારી કરવી જોઇએ; પણ તેણે તેનો અભ્યાસ પુરો કર્યોછે?

**ચંદ્રાવતી**—તેના જ્ઞાનની તેમજ તેની બુદ્ધિની કસોટી કાઢવા કેટલેક સમયે હું તેની પરિક્ષા લઊંછું, જેમાં કોઈ પણ રિતે તે પાછીપાની કાઢતી નથી. તેમાં સંગિત શાસ્ત્રમાંતો હદ વળી! હુંપણ એટલા બધા નિયમ જાણતી નથી!

**ચિત્રાંગદ**—એ બધું શું ગુરૂ ભાસ્કરાચાર્ય શિખવેછે?

**ચંદ્રાવતી**—તેમનો વડો શિષ્ય ચંદ્રપતિ જે વિદ્યાકળામાં હાલ નિપુણ ગણાયછે તે શિખવેછે.

**ચિત્રાંગદ**—હા; હું ભૂલ્યો; મારે કાનેજ પ્રથમ વાત તેમણે નાંખી હતી; ગુરૂ ભાસ્કરાચાર્ય ક્ષત્રી ન છતાં ક્ષત્રીવટ સાચવવી ઘણીજ સારી રિતે જાણેછે.

(ચિત્રાંગદા પ્રવેશ કરેછે)

**ચંદ્રાવતી**—આ ગોરમાતા આવ્યાં! હવણાં તારા વિષેજ વાત ચાલતી હતી; કેમ ભણવાનું ફાવેછે કે નહિ?

**ચિત્રાંગદા**—પ્રિય માતુશ્રી! સાંભળવા મળે ગુરૂ ભાસ્કરાચાર્યનો આખા શરીરે રક્તપિતવાળો કોઈ અન્ધ શિષ્ય આવેછે; જેની પાસે પ્રથમ ભણવા મેં ગુરૂજીને ઘણી આનાકાની કરી હતી પરન્તુ તેમણે વચ્ચે અંતરપટ બાંધી આપ્યાથી તેમજ તેની શિખવવાની લાવણ્યતા કાંઇક મધુર લાગવાથી નાખુશ છતાં પણ બેસુંછું.

**ચિત્રાંગદ**—(સેજ મ્હોં મલકાવીને) વારૂ; એતો સારી વાત; ભણતાં ભણતાં ક્વચિત કંટાળો ચડેતો ઉઠી જઇએ

તેની પણ તેને ખબર ન પડે અને ભણાવનાર પોતાનું માથું ફેરવ્યાં કરે? મને કોઈ એવો ભણાવવા આવેતો હું એ કદી ના ન કહું અને ઘણું ભણું!

**ચંદ્રાવતી**—હા; અરૂજતો; હુંકારો દેવાને એકાદેક દાસીને બેસાડી પોતે બેનપણીના સાથે તડાકામારવા બેસે તોપણ શું?

**ચિત્રાંગદા**—(જરા મ્હોં ચડાવીને) વારૂ, માતુશ્રી, એમ કરતાં તમે મને ક્યારે દિઠા તે મારા પિતાજીના મોંએજ એવું કહોછો?

**ચિત્રાંગદ**—તેતો બધુંએ ઠિક; પણ પંડિતજી કેટલા વાગે આવેછે અને ક્યાં સૂધી બેસે છે?

**ચિત્રાંગદા**—સવારમાં તો તેમનેજ ભણવાનું હોયછે જેથી આવી શકતા નથી; માત્ર સાંજ પડ્યા બાદ એકાદેક પ્રહર આવી જાયછે, જે વખતે ગમે તેવું ઉપયોગી કામ મૂકીને પણ ભણવા બેસુંછું. (જવા માંડેછે).

**ચંદ્રાવતી**—કેમ બેન ચાલ્યાં?

**ચિત્રાંગદા**—હવે સમય થયો માટે જઉછું.

**ચિત્રાંગદ**—હા; બેન કરારેજા; **એમને** મશ્કરી કરવાની ટેવ પડીછે માટે રિસ ચડાવીશ નહીં. મારે પણ રાજ્ય સભાનો વખત થયો જેથી જો હું પણ આ ચાલ્યો?

(જાયછે).

---

# પ્રવેશ ૩ જો.

**સ્થળ—રાજ્યમેહેલ.**

**ચિત્રાંગદા તથા ચંદ્રપતિ.**

(ગ્રીષ્મ રતુના સખત તાપને લિધે મેહેલની અગાશી

ઉપરની રાવઠીમાં અંતરપટ નાંખી સાયંકાળ સમયે ચિત્રાંગદા ભણવા બેસેછે).

**ચિત્રાંગદા**—(અંતરપટમાંથી)

શ્લોક.

पदंन्यासोगेहाद्वहिरहिफणारोपनसमो
वचोलोकालक्ष्यंकृपणधनतुल्यंमृगदृशां ॥
निजावासादन्यद्भवनमपरद्वीपतुलितं
पुमानन्यःकांताद्विधुरिवचतुर्थीसमुदितः ॥ १ ॥

**ચંદ્રપતિ**—એ શ્લોક પતિવ્રતા સ્ત્રી પરખવા માટેછે; જેમાં એમ દર્શાવેલ છેકે પતિવ્રતા સ્ત્રીને જ્યારે બાહાર જવું પડે ત્યારે તેને સાપના મસ્તક ઉપર પગ મૂકવા જેટલો ત્રાસ ઉપજે; ધન લોભી પુરૂષનું ધન વપરાતાં જેમ કોઈના દેખવામાં આવતું નથી તેમ તેને બોલતાં પણ પુરૂં કોઈ સાંભળી શકે નહી; પાડોશીનેજ ઘેર જવું હોય તોપણ તેને પરદેશ જવા જેટલો કંટાળો ચડે; અને ચોથનો ચંદ્રમા જોવા જેમ લોકો વૃત આદરેછે, તેમ તેને બોલતી સાંભળવા તેઓ આકર્ષાય, તોજ તે પતિવ્રતા સ્ત્રી કહેવાય !

**ચિત્રાંગદા**—કૃપા કરી, એજ શ્લોક એજ વૃત્તમાં પ્રાકૃતમાં કહો ?

**ચંદ્રપતિ**— શિખરિણી વૃત્ત.

ગિહે બાહેર્જાતાં, જ્યમ અહિ[1]ફણે પાય[2]ધરતાં,
મૃગાક્ષીની વાણી, કૃપણ ધન તુલ્યે ઉચરતાં;
બિજાને ત્યાં જાતાં પરમુલક જાવા સમ દિસે,
ચતુર્થીઇંદુ[3]જોવા, વૃતપર નરો લે મન વિશે. ૧

**ચિત્રાંગદા**—(સંતોષ પામીને).

---

૧ સર્પ. ૨ પગ; ચર્ણ. ૩ ચોથનો ચંદ્રમા.

श्लोक.[1]

नदानैःशुध्यतेनारी नोपवासशतैरपि ॥

नतीर्थसेवयातद्वत् भर्तुःपादोदकैर्यथा ॥ १ ॥

(એટલામાં ચંદ્રપતિની દ્રષ્ટી પુર્ણિમાના સ્વચ્છ આકાશ માંહલા ચંદ્રના મનહર પ્રકાશ ઉપર પડેછે, જેથી ચિત્રાંગદાએ કહેલ બીજો શ્લોક ન સાંભળતાં વ્યોમ વર્ણન કરવા માંડે છે).

**ચંદ્રપતિ— શાર્દુલ વિક્રીડિત વૃત્ત.**

દેખાએ અતિ ઊજળું નભ[2] નથી, છે ક્ષીર સિંધૂ કહું,
તારાનો ચળકાટ ન હોય દધિના[3], શાફિણ લોચા બહું;
ગોળાકાર વચે ન હોય શશિએ[4], છે શેષ બેઠો સહી,
મધ્યે સુંદર શ્યામતા નિરખિ કૈ, શું કૃષ્ણ સૂતા અહી! ૧

અહા! બગલાની પાંખથી પણ અતિ ઉજળું જે આ દેખાય છે તે આકાશ નથી પણ ક્ષીરસમુદ્ર છે, જેની અંદર ચકચકીત ગ્રહ દેખાય છે તે તારા નથી પણ ક્ષીરસમુદ્ર માંહલા ફીણના લોચા છે, જેના મધ્ય ભાગમાં વળી ગોળમટોળ અતિ પ્રકાશ ભરેલું જે દેખાય છે તે ચંદ્ર નથી પણ શેષનાગ ગુચ્છળું વાળી બેઠો છે. અને તેની પણ વચમાં જે સેજ શ્યામતા જણાય છે તે ચંદ્ર-લંછન નથી, પણ શ્યામવર્ણા શ્રીકૃષ્ણ શેષનાગ ઉપર પોઢેલા છે! અહા! આ નિર્મળ આકાશની અત્યારે કેટલી બધી ખુબી દેખાય છે! અને ચિત્રકારોને કેવો ઉત્તમ વિષય સેજ જડી આવે એમ છે!!

---

૧ દાન કરવાથી, અપવાસ કરવાથી, તિર્થની યાત્રાઓ કરવાથી નારી શુદ્ધ થતી નથી; પતિવ્રતા સ્ત્રી પોતાના પતીનાજ ચર્ણને સદૈ તિર્થ માનવાથી શુદ્ધ થાય છે.

૨ આકાશ. ૩ સમુદ્ર. ૪ ચંદ્ર.

ચિત્રાંગદા—(ભણવાનું પુસ્તક હાથમાંથી પડી જતાં ચમકી ઉઠીને સ્વગત) આશ્ચર્ય! આશ્ચર્ય!! નિ:સંશય આમાં તો કાંઇક કૌતુક દીસે છે! મોટા બત્રિસ લક્ષણાથી પણ જે વર્ણન લાંબા વિચાર શિવાય કરી શકાય નહી, તે એકજ ક્ષણમાં આ જન્માંધ પંડિતે શિ રીતે કર્યું? મને તો આ વાતમાં કાંઈ નવાઈ લાગે છે! ગુરૂ ભાસ્કરાચાર્યે બિજો કાંઈ પ્રપંચ તો નહી લડાવ્યો હોય? એની ખાત્રી શી રીતે થાય? વળી ખાત્રીતો કરવીજ જોઇએ! રક્તપિતિયાને જોનાર બધાજ શું નર્કમાં પડતા હશે? બધાજ શું મહા પાપી થતા હશે? જેથી બધાજ શું સ્વર્ગ માટે અપાત્ર થતા હશે? નહીં! નહીં!! એમ હોય તો ગુરૂજી પોતે પહેલાજ થવા જોઇએ; વળી મારે તેનું વિશેષ કામ નથી, એ અંધ છતાં તેણે આવું ચમત્કારી વર્ણન શિરીતે કર્યું તેનીજ મારે ખાત્રી કરવી છે, એજ માત્ર મારી મતલબ છે, માટે લાવ આ કલમ કરવાના ચપ્પુથી આ અંતરપટમાં છીદ્ર પાડી લબક ઝબક જોઈ લઊં?!

(અંતરપટમાં બે ત્રિણાં છીદ્ર પડતાં ચિત્રાંગદાના શીર ઉપરના કેશ તથા ચંદ્રાકતી વાળુ લલાટ નજરે પડે છે તે ઉપરથી.)

ચંદ્રપતિ—

**વસંતતિલકા વૃત્ત.**

બેઠો શુ શેષ[1] શિર[2] ઊપર ફેણ વાળી!
નાના, કિંવા અલક[3] એ બહુ પુષ્પ ઘાલી!!
ક્યાંથી લલાટ[4] વચમાં શશિ જો પ્રકાશે!
નાના નહીં મન હરાતણું મુખ્ય ભાસે!! ૧

નાના, આ રક્તપિતવાળી કૌમારીકા ન હોય! આતો

૧ શેષનાગ. ૨ મસ્તક. ૩ ચોટલો. ૪ કપાળ.

કોઈ દેવાંગના છે !

**ચિત્રાંગદા—**(પાડેલ છિદ્રમાંથી ચંદ્રપતિને નિરખતાં).

**શિખરિણીવૃત્ત.**

અહા ! ક્યાંથી ઑજો, અમિનિધિ[1] દિસેછે મનહરો !
અહા ! આ શું દેખું, વશિકરણ વાળો ગિરિધરો[2] !!
જુઓ ચક્ષુ જેનાં, ચપળ ચમકારા અતિ કરે !
વિંધે જોતામાં તે, મુરછિત કરેછે ક્યમ અરે !! ૧

અહા નાસીકા[3] શું, નજર પડતામાં મન હરે !
અરે હાશી આવ્યું. મદન દળ[4] આ ભૂતળ પરે !!
વિયોગે જેના તો, દુખિ થતિ હશે કો અપસરા !
વધારે જોવાને, મન ચલિત થાયે ચિત હરા ! ૨

અહા ! ગુરૂજીનો પ્રપંચ અત્યારે સ્પષ્ટ જણાયો ! એમના કહેવા પ્રમાણે આ ઑજો ચંદ્રપતિ અંધ કે રક્તપિતિયો ન હોય! આતો મને પ્રથમ ભણાવતો હતો એજ ! વળી લાખ ત્યારે સવાલાખ ! માટે લાવ આ ચપ્પુથી અંતરપટ વધારે ચીરી એ પૂર્ણ કળામાં આવેલ ચંદ્રને ઘણે દિવસે બરાબર નિહાળી લઉં !

(બરોબર દેખાય તેમ અંતરપટમાં મોટો ચીરો પાડેછે એટલે રક્તપિતનો સંશય ટળી જતાં સામસામી મૂખ કરેલ તરફડતાં માછલાં જેવાં ચિત્રાંગદાનાં ચળકતાં નયન જોઈ વિદ્યુત માફક ચમકી ઉઠીને).

**ચંદ્રપતિ—** **વસંતતિલકાછંદ.**

છે શ્યામ પદ્મ,[5] મિન,[6] કે, શર[7] કામનાં આ !
કે છે મૃગાક્ષિ સ્થળમાં તુજ નેત્ર ના આ !!

---

૧ ચંદ્ર. ૨ કપટી કારણ. ૩ નાક. ૪ કામદેવનું સૈન્ય. ૫ કાળાં કમળ. ૬ મારછલાં. ૭ ધનુષ.

છે પુષ્પ ગુચ્છ, ચકવા ચકવી દિસેછે !
સોના તણા કળસ, કે બિલિફૂચ એ છે !! ૧
આ શું દિસે કરિ[1] કરો[2] સરખા અતિસે !
એનો કિધા ઉભય હસ્ત સમાન ઈશે !!
જાણે ભર્યું કમળથી સર[3] જેમ લેંકે !
નાભી[4] દિસે ઉદર[5] ઉપર શી અધિકે !! ૨
કેવી કટી[6] સરસ કેશરિ લંક[7] જાણો !
ઊરૂ[8] અહા ! કદલિથી[9] અધિકી પ્રમાણો !!

(ઉઠીને જવા માંડેછે એટલે તેનું તમામ અંગ બરાબર નજરે પડતાં)

પે'રેલ સાડિ ગુથિછે બટમોગરાથી !
ચોળી કસી કમળને ગુલદાવડીથી !! ૩
આહા શિમેંદિ ચરણે ભભકા ભરેલી !
પાની [10]ગુલાબ [11]વરણી દિસતી શિપેલી !!
વિદ્યુત કે કનક વેલ દિસે મને આ !
આકાશમાંથિ ઉતર્યા [12]ગ્રહરાજછે આ !! ૪

(એટલામાં કમળપત્ર જેવા તેના હોડથી ભૂલાઇને ત્યાં આગળ ગુંઝાર કરતા ભમરાને કહેછે).

ભૂલી [13]અલી [14]ભુવનમાં શિદ તું ભમે છે ?
ન્હોએ અલ્યા કમળ જો [15]પરિકાન્તિ એછે ! !
ગાંડો બન્યો કમળ પાછળ શું દિસેછે !
ચિત્રાંગદા ચિત હરી તુજને હસેછે ! ! ૫

---

૧ હાથીની સુંઢ. ૨ હાથ. ૩ સરોવર. ૪ ડુંટી. ૫ પેટ. ૬ કેડ. ૭ સિંહની કેડ. ૮ જાંઘ. ૯ કેળની એક જાત. ૧૦ વિજળી. ૧૧ સોનાનો વેલો.
૧૨ સૂર્ય અગર ચંદ્ર. ૧૩ ભ્રમર. ૧૪ સ્થળમાં. ૧૫ સાક્ષાત પરિ (રંભા, અપ્સરા) જેવા ગાત્રવાળી.

અહા! ઇશ્વરની અવકાશ વેળાની કારીગરીનો આ શું સંપૂર્ણ નમુનો છે!

**ચિત્રાંગદા**—(તલૈયું ચડાવી રિસભેર) યુવરાજ! આવા એકાંત સ્થળે આમ શ્રૃંગાર યુક્ત ભાષણ ઉચ્ચરવું તમને યોગ્ય નથી!

**ચંદ્રપતિ**—કોમલાંગી! એમાં શું મેં નઠારૂં કહ્યું છે? સુંદરસ્વરૂપ જોઈ કોઈ આનંદાશ્ચર્ય પામે તેથી શું તેના મનનો નઠારો ભાવ જણાય છે? કોઈ કવિ હાલ આપણા વિશ્વ પ્રસિદ્ધ શોભાયમાન હસ્તિનાપૂરનું વર્ણન કરે તેથી શું તેના મનની વૃત્તી નઠારી જાણવી? કદી નહીં!

**ચિત્રાંગદા**—(નિચી નજરે મોં મલકાવીને) મનેતો તમે અને ગુરૂ ભાસ્કરાચાર્ય કપટબુદ્ધિવાળા લાગોછો, નિકર આવા કામદેવ—(લજવાઈ જઇને) ને અંધ પંડિતની ઉપમા આપી અહીં ભણાવવા મોકલેજ?

**ચંદ્રપતિ**—અહા કૃષાંગી! કમળો થયેલ તમામ સઘળું કમળાવાળુંજ દેખેછે! એમ કરવાનો મર્મ જ્યાંસધી તું સમજી નથી ત્યાં સૂધી તને બધું કપટબુદ્ધિવાળુંજ લાગે!

**ચિત્રાંગદા**—વારૂ ત્યારે. તેની ખાત્રી કરવા મારા પુજ્ય પિતાને સઘળી વાત જઈ વિદિત કરૂંછું, તેમજ ગુરૂજીને પણ પત્રિકા લખી બોલાવુંછું!

**ચંદ્રપતિ**—હા, બેલાશક; હું પણ જઇને વિદિત કરૂંછું કે તેં આ અંતરપટ ચિરી પિતા અને ગુરૂજીની આજ્ઞા ઉલ્લંઘી!

**ચિત્રાંગદા**—(હસીને) હા; ક્યારે કહે જો!

(ચાલવા માંડેછે પણ પગ ન ઉપડતાં)

**હરિગીતછંદ.**

અરે કામના વિંઢારમાંહિ, ભાન મારૂં ક્યાં ગયું?
સદગૂણ ક્યાં સટકિ ગયાને, ચિત્ત ક્યાં ચોટી રહ્યું!

હંસછીત વરવરના તણો નવ, લાવ જ્યાં સૂધી મળ્યા,
અતિ પર પુરૂષમાં પ્રેમ પ્રકટ્યો, જાય ના કેમે ખળ્યો! ૧
સામે પુરે હોડી જતાં જેમ. જોરમસ કરવું પડે,
ચાલે ચરણ નહિ કેમ મારા, ફરી ફરિ પાછા પડે!
જ્યાં સર્વ ગુણ સંપન્ન વિદ્યાવંત પતિ આવી મળ્યો,
અપમાન કરિ જૈવ ભાવ આણ્યો, ધિઃક તુજને તું બળ્યો! ૨

(જોર કરી ચાલી જાયછે; બાદ ચંદ્રપતિ અંતરપટ બરાબર કરી ઘર તરફ જવા માંડેછે).

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—વિશ્રામકુંજ*.

**ચિત્રાંગદા, ચંદ્રભાગા, ચંદ્રકાન્તિ, ચંદ્રવદના, તથા ચંદ્રાક્ષી.**

(ચિત્રાંગદા પોતાની સખિયો સાથે જ્યાં ચકોરપક્ષી અમાવાસ્યાને દિવસે ચંદ્રને મળવાની ખોટી આશા રાખી ઝાડની ડાળીમાં ઉદાસ થઈ બેઠું હતું ત્યાં ફરતી ફરતી આવી પહોચેછે જેને જોઇને)

**ચિત્રાંગદા**—( ઉદાસ વૃત્તિમાં )

**તોટકછંદ.**

કયમશોર બકોર ચકોર કરે?
નવ ચંદ્ર મળે ઘસિહાથ મરે!
ધિકછે સુદમાં નહિ સૂખ લિધું,
વદમાં દુખ ફોકટ જાય બધું! ૧
દિન પંદરથી પરદેશ ગયો,
કુમુદીનિ નિમાંહ શુમગ્ન રહ્યો?

---

* રાજ્ય કુટુંબને આરામ લેવા જે બાગ ખાસ બનાવેલો તે વિશ્રામ કુંજ.

દળવા દુઃખતે વળશે કદિના,
ટળશે કહુ પ્રાણ રહી ઘડીના! ૨

અરેરે! માત્ર પુર્ણિમાને દિનેજ સાયંકાળના દર્શનનું સૂખ બતલાવી ત ક્યાંએ ગયો?

**ચંદ્રભાગા**—અલિ સખી ચિત્રાંગદા! વિરહવ્યાધીથી પીડિત સ્ત્રી જેમ લાંબાં ટાંબાં કરે તેમ તું શા માટે કરેછે? ચકોરને કહી તેં તારો ઉભરો કોઈ ચતુર ચંદ્રવંશી ઉપરતો કાઢ્યો નથી?

**ચિત્રાંગદા**—(લજ્યા પામીને) ના પ્રિય સખી! આ ઝાડ ની ડાળીમાં ઉદાસ થઈ બેઠેલ પેલા ચકોરને હુંતો માત્ર શિખામણ દઉંછું કે આવેલ પ્રસંગ ચૂકી હવે ઉદાસ થયે તારૂં શું વળશે?

(ફરતાં ફરતાં માનસરોવરમાં જ્યાં ઘણાં કમળો ઉગ્યાં હતાં અને જ્યાં રસના ભોગી ભમરા તે માંહેલું મધ ચુસવા. ગુંઝાર કરી રહ્યા હતા ત્યાં આવેછે; તેમાં એક કમળ એક ખુણે ઉગી નિકળવાથી ત્યાં એકે ભમરો જતો નહી દેખાતાં).

**ચિત્રાંગદા**— ગીતિ.

જો મધુકર મ્હાકપટી, પ્રિયા સમિપ જઈ ફરી ફરી બેસે!
દૂર પડ્યું આજેથી, તજેલ મુજ સમ અભાગિયું દીસે!! ૧

**ચંદ્રકાન્તિ** તથા **ચંદ્રવદના**—(ચિત્રાંગદાને વિચારમાં ને વિચારમાં દૂર ગયેલ જોઇને) અલી સખિ ચંદ્રભાગા! અમને તો આજ કાંઈ નવાઇ લાગેછે! કારણ આપણી પરમ ગુણી ગંભિર સખિ ચિત્રાંગદાના હૃદયમાં કોઈ ચતુર ક્ષત્રિ બિરાજી રહેવાથી કામાતુર બની જતાં ઘણીજ બ્હાકળી લાગેછે, માટે તેને સમજાવીને તે વિશે પુછી લો તો આપણાથી બની શકે તેમ હોય તો તેને આપણે

સ્હાય કરિયે.

**ચંદ્રાક્ષી**—હા સખિ! નિકર વિવેક મૂકી આવી ગાંડાઈ તે ક્યારે કાઢેછે!

**ચંદ્રભાગા**—અરે આજ જ્યારની આપણી સાથે ફરવા આવીછે ત્યારની કોઈ પણ તરેહના ઊંડા વિચારમાં ગર્ક થયેલ શોકમયજ લાગેછે! માટે માનતો લાવો હું એને પુછી જોઉં! (તેની પાસે જઈ પુછવા માંડેછે એટલે).

**ચિત્રાંગદા**—(ગુસ્સો કરીને) વારૂ! વારૂ! એમ ફોસલાવી પૂછી લઈ મને તમારે ગાંડીમાં ગણી કાઢવી હશે! હુંતો કશાએ વિચારમાં નથી, અને કશુંએ જાણતી નથી! (ઝાડની ડાળીમાં બપૈયાને પિયુ પિયુ પોકારતો સાંભળીને)

ઇંદ્રવજ્રાછંદ.

પિયૂ પિયુ પ્રેમ ઉચ્ચાર કાઢે,
પિયૂ ધરી પ્રેમ પછી રમાડે!
પિયૂ નથી જે સતિને મળેલો,
છે નાર સંસાર સદા ટળેલો! ૧

(એટલામાં ચંદ્રપતિ જેવો કોઇ પુરૂષ તેના તરફ આવતો જોઇને).

કાવ્યછંદ.

છે અન્યોઅન્ય સાક્ષિ, ભૂત કેવું મન મારૂં!
જો આવે પ્રિય પ્રાણ, સાન સમજીને વારૂં!!
જાવા નહિ દઉ છેક, એક પળ કરૂં ન છૂટો,
(પાસે આવતાં બીજો કોઈ જણાયાથી)
અરે હાય એ ન્હોય, જીવ કેમ ભુલે તું તો? ૧

**ચંદ્રભાગા**—સખિ ચિત્રાંગદા! તારા જીવને આજ કાંઈ અસુખ લાગેછે માટે ચાલ સત્વર ઘેર જઇએ?

**ચંદ્રવદના વગેરે**—હા ચાલો, બીજા કામમાં પડતાં તેના મનની વ્યવસ્થા કાંઈક સૂધરશે. (જાયછે).

---

# • પ્રવેશ ૫ મો.

## સ્થળ—વિદ્યાગૃહ.

(પ્રથમ) ચિત્રાંગદા, તથા પછીથી ચંદ્રપતિ છેવટે નારદ.

ચિત્રાંગદા—

**તારોરે દયાળ મને દિન ગણિ તારોરે; એ રાગ.**

પ્રેમની કટારિ લાગી પ્રેમની કટારિરે; પ્રેમની.
ઘાવ રૂઝે નહી જેના, એવા ઘાવ કારિરે; કટારી.
એક દિવસ દર્શન દઇને, ક્યાંહ ગયો મુજ પ્રાણરે;
પ્રાણ ગયો પરદેશ રહ્યો, તજી શિદ ગયો અબ્યા;
ભુંડા પ્રાણ પ્યારિરે. પ્રેમ કટારિરે ૧

અરે એ મનહર ચતુર નરને આવી ગયે આજ પંદર દિવસ થયા તોપણ હજીસૂધી તે કેમ ફરીથી આવેલ નથી? તપાસ કરાવતાં પણ તે ગામ ગયાનું જણાયછે તે શું અરૂં હશે? સારૂંછે કે તેમને અહીં આવતાં લગભગ વર્ષ વિતી જવાથી દાસદાસી સરખાં પણ કોઈ રીતનો અંદેસો લાવી શક્યાં નથી! વળી તેમના તે દિવસના બોલવા ઉપરથી મને કાંઇક શક રહેછે, જેની બરાબર ખાત્રી કરવા લાવ મને ભણાવવાની તેમની અહી રહેલ પોથીમાં એક પત્રિકા લખી મૂકી દઉં?

(ચિઠી લખી મૂકેછે એટલામાં ચંદ્રપતિ આવે છે).

**ચંદ્રપતિ**—(પૂસ્તક હાથમાં લેતાં) ચાલો બાકી રહ્યું હોય ત્યાંથી આજ પૂરૂં કરો?

**ચિત્રાંગદા**—(ચંદ્રપતિના હાથમાં ચિઠી જવાના ભયથી લજવાઈ જઇને) યથાયોગ્ય; તે દિવસનું બાકી રહેલજ આજ પુરૂં થવાનું છે!

श्लोक.

सुतं पतंतं प्रसमीक्ष्य पावके
नबोधयामास पतिं पतिव्रता ।।
पतिव्रता शाप भयेच पीडितो
हुताशनश्चंदन तुल्यशितल ।।१।।

**ચંદ્રપતિ**—એ શ્લોકમાં દ્રષ્ટાંતરૂપે પતિવ્રતા સ્ત્રીના ધર્મ દર્શાવેલ છે;તેમાં એમ જણાવેલછે કે એક સતિ સ્ત્રી તેના ભર ઉંઘમાં પડેલ ભર્તારનું મસ્તક પોતાના ખોળામાં લઈ બેઠેલી હતી, તથા તેનું ભાંખોડિયે રિમતું બાળક પાસે પડેલ શઘડી આગળ રેમતું હતું; તે બાળક અગ્નિના પ્રકાશથી આકર્ષણ પામી અગ્નિ ઝાલવા જતાં ઉછળી શઘડીમાં પડ્યું, તોપણ તે પતિવ્રતા પોતાના બાળકનો બચાવ કરવા જતાં સૂતેલ પતિ જાગી ઉઠવાથી પોતાના પાતિવ્રત્તનો ભંગ થશે જાણી એમની એમ હાલ્યા શિવાય બેસી રહી; જેથી અગ્નિદેવ સરખોપણ તે સતિના શાપથી ડરી જઈ ચંદન તુલ્ય શિતળ થઈ ગયો !

**ચિત્રાંગદા**—અહા શો સુંદર શ્લોકછે ! વારૂ પણ હુતાશન એટલે શું ?

**ચંદ્રપતિ**—હુતાશન એટલે અગ્નિ; જે ઉપરથી આપણે હોળીમાતાને હુતાશનિ કહિયે છિયે તે.

(ગ્રન્થનાં પાનાં ફેરવવા જતાં ચંદ્રપતિની દ્રષ્ટીએ પેલી પત્રિકા પડેછે જેથી આશ્ચર્ય પામી વાંચવા માંડેછે.)

"શ્રી"*

"સ્થળ—વિદ્યાગૃહ"

"સકળ ગુણનિધાન, સર્વે શૂભોપમા યોગ્ય વિદ્યા"

---

* અસલમાં ઉપર દર્શાવેલ મતલબની સંસ્કૃત ભાષામાં એક પત્રિકાછે.

"નિધી પરદુઃખ ભંજન કૂલભાણુ, શિરછત્ર પ્રેમસાગર"
"શ્રી ચંદ્રપતિ !"
"ઉપર દર્શાવેલ માન પાત્ર શબ્દો યથાયોગ્ય ધારણ"
"કરનારના રૂપગૂણ અને વિદ્યાથી મોહ પામી તેને સદૈવ"
"પાલવે પડવાની અપેક્ષા રાખનાર, તેમજ સુખદ ચંદ્ર"
"સાથે રોહિણીરૂપ ધારણ કરવાની ઈચ્છા કરનાર એક"
"અબળાના પરમ સત્કાર પૂર્વક પ્રેમ સહિત પ્રણામ!"
"સ્વપ્ને પણ જેનું ચિંતવન નહિ કરેલ, જેનાં વિદ્યા"
"ગૂણથી કેવળ અજ્ઞાન હોવા છતાં ઈંદ્રવાણી માફક તે-"
"ના બાહારનાજ રૂપથી આકર્ષણ પામી સ્વયંવરમાં બેઠેલ"
'કોઇ તરૂણ રાયની કોટમાં વરમાળ આરોપવા કરતાં"
"નાનપણથીજ ચિત્ત હરનાર પૂર્ણ બુદ્ધિશાળી પુરૂષને"
"(આપનેજ) હું મારી સદ્‌બુદ્ધિથી પસંદ કરૂંછું. તથા તે-"
"ની પુષ્ટીમાં આ મારા હસ્તાક્ષર આપના ચર્ણાવિંદ"
"મૂકુંછું જે આપ માન્ય કરશો.
"ઈશ્વિર આપના મનમાં અંકુરિત થઈ આ મારી દિન"
"વાણી આપના કોમળ-હૃદયમાં ઉતારી આપણી મન"
"ાંત્સના સત્વર અમલમાં આણો, તથા એ માંગલ્ય"
"મય કાર્ય વિધીમાં સર્વત્ર સંચારી દેવતાઓ સહાય કારક"
"થઈ પડો! તથાસ્તુ !!

"ગીતિ"

"ચંદ્રપતિ પતિ તુલ્યે, પ્રેમ થકી હું ખચીત ઉચ્ચારૂં;"
"એક ચંદ્ર અવનીમાં, દિસે વધુતો અધીક ધિઃક્કારૂં!" ૧

"લિ–પ્રત્યક્ષ મુર્તિ!"

(વિચારમાં પડી જતાં ફરી ફરી વાંચી સ્વગત)

અહા! આ કોઈ કોમલ ગિના હસ્તકમળથી લખાએલ પત્રિકાછે! શા સુંદર અક્ષરછે! તથા લખવાની લાવણ્ય-

તા કેટલીબધી છટા ભરેલી, ગંભિર, અને મધુરછે! અગરજો લખનારનું નામ અંદર દર્શાવેલ નથી પરન્તુ અક્ષરના મરોડ ઉપરથી એમજ સમજાયછે કે રએને તે આ કોમારિકાનાજ હોય! વારૂ તેની ખાત્રી કરવા લાવ એને પુછી જોઉં! (પ્રકટરિતે ચિત્રાંગદાને) તમને પાઠ આપવા જતાં મારા ગ્રન્થમાંથી આજ આ મને એક નવી પત્રિકા મળેલીછે, જેમાંનો ભેદ મારાથી યથાયોગ્ય સમજી શકાતો નથી, તથા તે કોના અક્ષરછે તેનું પણ મનમાન્યું નિરાકરણ થઈ શકતું નથી, માટે તમે તે ઓળખી કાઢી મને સૂચવશો!

(પત્રિકા ધરેછે પણ કુંવરી લાજની મારી ફક્ત ગ્રંથમાંજ નજર રાખી લેતી નથી; ચંદ્રપતિ ઘણોજ આગ્રહ કરી આપેછે ત્યારે નિચી નજર રાખી હાથ લાંબો કરી લઇ પાછી જમીન ઉપર મૂકી દેછે).

**ચિત્રાંગદા**—(લજવાઇ જઈ આંખમાં આંસુ આણીને) મારા વિશે મારા મૂએજ શું આપને વિશેશ ખાત્રી કરી લેવીછે?

**ચંદ્રપતિ**×—પણ આ કેવળ નાદાની ભરેલું કામ આદરી બેસવા પહેલાં ઘરમાંના વડિલમાંથી કોઇની પણ સલાહ તે લિધીછે?

---

× પ્રસ્તાવનામાં દર્શાવ્યા પ્રમાણે ઘણું કરી આ બીજા અંકમાં શ્રૃંગાર રસ અસલ માફકજ વર્ણવવા મેં પ્રયાસ કરેલોછે; તોપણ અસલમાં આ બીજે પ્રસંગે જે તેમણે સંસાર સુખ ભોગવવા માંડ્યા સંબંધી લખેલુંછે તે હાલનાં નાટક વાંચવાનાં અંતી તરૂણ સ્ત્રી પુરૂષો તથા નાદાન છોકરીઓ વાંચવાથી અનર્થ થાય સમજી મૂળ બાબત અધ્યાહાર રાખી તેમનો આટલેથી વિરહ પાડી આગળ વર્ણન કરવું યોગ્ય ધાર્યુંછે. રચનાર.

**ચિત્રાંગદા**—ચાલતા કાળમાં ઇચ્છિત વર વરવાનો જે લાવો અમને મળેછે તેનો અર્થ શા? અને ગાંધર્વ વિવાહની હાલ ક્યાં નવાઈ છે? માટે ચાલો તત્પર થાઓ!

**ચંદ્રપતિ**—વિચારીને બોલ અને જે બોલે તેનો પ્રથમ તું તોલ કર? તને અધ્યયન કરાવવાને બ્હાને મને અહીં આવવાની છૂટ મળેલી, તે હું શું અહીં આવી કુકર્મ આદરૂં! અવિચારપણે તારી ઇચ્છાને આધિન થઇ શું રાજ્યદ્રોહ અને ગુરૂદ્રોહ કરૂં? અને એ પ્રમાણે વર્તી મારા કુટુંબનો શું નાશ કરાવું? કદી નહીં? હું તો આ ચાલ્યો! (જવા માંડેછે).

**ચિત્રાંગદા**—(તેનો છેડો ઝાલીને) માત્ર મારી ઇચ્છાને સ્વાધિન થાઓ; નિકર શાપ દઈશ!

**ચંદ્રપતિ**—(ક્રોધ કરીને) એવું તેં મારામાં શું દિઠુંછે! પેલા ભવના શાપથી કુબજાને પેટે અવતરેલ હું એક નિર્ધન કુળહિન ક્ષત્રિ છું; વિદ્યા શિવાય મારી પાસે મારા માથાના કેશ પણ મારા નથી,માટે અયોગ્ય હઠ મૂકી દઈ મને અત્યારે જવા દે? અને તારી બરોબરી કરનાર કોઇ શૂરા, રૂપવાન, અને ચતુર રજપુતની કોટમાં વરમાળ આરોપવા તું નિર્ણય કર? કારણ "લાંબાની ન્હારે ટુંકો જાય, મરે નહિ ને માંદો થાય" એવું હું કદી પણ કરનાર નહીં!

**ચિત્રાંગદા**—વારૂ; મારા વડિલ ગુરૂ પિતા નારદત્રષી આવીને સંમતી આપે તો હા કહેશો? અને તેમ હોય તો વચન આપો!

**ચંદ્રપતિ**—(મનમાં) નારદત્રષી હિમાલયની કિયે તળેટી સેવતા હશે? તેશું આ કુમારી જેવા અનાડી હશે કે આની હઠ ઉપર આધાર રાખી હવણાંને હવણાં અહીં

આવી સંમતી આપશે? માટે વચન આપવામાં શિ હરકતછે? (પ્રકટરિતે) લે આ વચન આપુંછું કે "શ્રી નારદ મુની જો આપણા ગાંધર્વ વિવાહ માટે બાધ નહીં લેતો મારી પણ ના નથી."

**ચિત્રાંગદા**—જુઓ ત્યારે? (નારદમુનીનું ધ્યાન ધરેછે એટલે એ કલેશ આનંદી ત્ર્ષી પ્રવેશ કરેછે).

**નારદ**—કેમ કૌમારિકા! ત શા માટે મારૂં ધ્યાન ધર્યું?

**ચિત્રાંગદા**—પુજ્ય મુનીશ્વરા! ગાંધર્વ વિધિથી અમારૂં લગ્ન કરવા આપ સંમતિ આપો?

**ચંદ્રપતિ**—ક્રપાનિધી! વિચાર કરીને ઉત્તર આપશો!

**નારદ**—ગાંધર્વ વિધિથી રાજ્ય કન્યાને વરવું એતો શૂરા ક્ષત્રિનુંજ કર્તવ્યછે, માટે ચંદ્રપતિ તું આવો બાણાવળી છતાં શા માટે હિંમત હારેછે? અને લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે ત્યારે શું કરવા મો ધોવાનું મિષ કાઢેછે?

**ચંદ્રપતિ**—(ક્ષત્રિવટને હિનપત લાગ્યું સમજી) ઠિક ત્યારે, આપની ઈચ્છાને હું સ્વાધિન થઉછું; પરન્તુ હવણાંતો મારે સાયંકાળ સંધ્યાનો સમય થયો માટે ક્રપા કરી ત્રિવેણી સંગમ પ્રથમ મને જવા દેશો.

**ચિત્રાંગદા**—પળમાં શૂભ અને પળમાં અશૂભ મૂહુર્ત હોયછે; માટે પ્રથમ ગાંધર્વ વિધી થાય પછી વાત?

**નારદ**—નાના; બ્રહ્મક્ષત્રિને સંધ્યા કરતાં કદી પણ બાધ કરવો નહીં; એથી ઘણું પ્રાયશ્ચિત્ત લાગેછે માટે જાઓ સૂખેથી જાઓ!

**ચિત્રાંગદા**—(જરાખોટું લાગ્યા જેવું દેખાડીને) સિધાવો પણ તરત પાછા આવશો? (જાયછે).

**નારદ**—કેમ હવે મને રજાછે?

**ચિત્રાંગદા**—કેમ આપ પણ જવાનું કહોછો! લગ્ન

વિધી આપ શિવાય કોણ કરાવશે ?

**નારદ**—લગ્ન વિધીની સામગ્રી લેવા તેમજ મારી સાથે મંગલાષ્ટક બોલવા મારા ઋષિ મિત્ર, વિશ્વામિત્ર, જડભરત, વગેરેને પણ તેડી આવું.

**ચિત્રાંગદા**—(અધિરપણે) હા; ભલે પણ કૃપા કરી સત્વર પધારશો !

**નારદ**—જો હું આ ચાલ્યો ! (જાયછે અને થોડેક રસ્તે ગયાબાદ મનમાં) મન વાંછિત ચિજ પ્રાપ્ત થયા બાદ તે અપ્રાપ્ત થયાથી (ખોવાયાથી અગર નાશ થવાથી) તેના ઉપર જન્મ પર્યંત મોહ રહેછે, માટે આ દંપતિ સદૈવ સૂખી રહે એવા ચમત્કાર પણ કાંઇ કરવો જોઇએ; તેની સાથે દુર્વાસાઋષીનો શાપ પણ સજ્જડછે, તેની વચમાં આવિયેતો આખરે એ દુર્વાસાછે, માટે ચાલ રામ એ સંધ્યા કરેછે ત્યાં !

(ચંદ્રપતિ જ્યાં ભર નદી વચ્ચે ઉભો રહી સૂર્યને અર્ઘ્ય આપતો હતો ત્યાં જઇ અંતરિક્ષથી તેને ધક્કો મારી તણાય તેમ નાંખી દઇ નારદજી ચાલવા માંડેછે; બાદ નદી તટ ઉપર પડી રહેલ લુગડાંની એધાણીથી કુંવરીને ખબર પડતાં અત્યંત શોક કરી છેવટે બાવીના વેષમાં તેને ખોળવા નિકળી પડેછે).



# અંક ૨ જો.

### સ્થળ—પ્રબળનગર.

#### પાત્ર.

પ્રબળાશ્વ............ ...પ્રબળ નગરનો રાજા.

પ્રવિણસાગર.... ......... તેનો પ્રધાન.

નારદમુની............... ...ઋષી.

ચંદ્રપતિ ..................ગુરૂ ભાસ્કરાચાર્યનો શિષ્ય (નાયક.)

ચિત્રાંગદા....................ચિત્રાંગદ રાજાની કુંવરી (નાયકા.)

[1]ટિલિયો }
ટિલડી } ..............દુર્વાસા ઋષીના શાપથી અવતરેલ માછી.

શિવાય પૂરરક્ષક[2] વગેરે.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—માછીનું ઘર.

ટિલિયો, ટિલડી, ચંદ્રપતિ તથા પાછળથી પૂરરક્ષક.

ટિલડી—અલ્યા એ મનખ! તારૂં નામ હું નામ!

ચંદ્રપતિ—મારૂં નામ ચંદ્રપતિ.

ટિલડી—અરે એ ચંડુલ પિતી! આ નદીમાં જમ

---

૧ ચિત્રાંગદ રાજાના શિકારીઓ પણ પાછળથી દુવાસાઋષીના શાપથી માછી અવતરેલ તથા જેમને ચંદ્રપતિ નામનો ચમત્કારી પુરૂષ પૃથ્વિ ઉપર અવતરી મોક્ષ કરવાનું વરદાન મળયું હતું તે. ૨ નગર સાચવનાર જેમને હાલ પોલિસ કહેછે તે.

કાલિંગડુ ગરબડે તમ તું બરે દરિયામાં ગરબડતો હતો જ્યાંથી ઘણી મહેનતે એમણે તને કાઢ્યો અને તું હાજો થયો તોપણ એમ અમારૂં કહ્યું માનતો નથી જે? કટ ભુંડા! જા! ઓલ્યાં દહ ઘેટાં રેંશી નાંછય? હમણાં પરભાત થયું ને તારા મામા લેવા આવશે તે હું આપેહ?

**ટિલિયો**—(ક્રોધ કરીને) અરે મર કે! જાને વંદરપતી જા? નેકર હમણાં જડબામાં એક દયાસ?

**ચંદ્રપતિ**—અરે એ અવાચક નિર્દોષ પ્રાણીને તે મારાથી કેમ મરાય?! મહેરબાની કરી મને બીજું કાંઈ કામ બતાવો? ઇચ્છા હોય તો મને દળવા ખાંડવા આપો?

**ટિલડી**—ઓય મારા બાપનો મામો જો કે? ઈનાથી બજારમાં માછલાં વેચવાએ જવાય નહી અને ખોરડાનું કામ પણ થઇ શકે નહી, તાણે તણે તે શું રેંશિયે?

**ટિલિયો**—ઓય! છે વંદરપતી અને વળી મોજનશા [1]બંદરપતિ જેટલો શેતો!

**ટિલડી**—અરે મુવો જોકે! કહ્યું કામજ ક્યાં કરેશ! અને મિજાહનો તો પારજ નથી!

**ટિલિયો**—એતો હમો કર્યા વિના માનવાનો નથી માટે—(સ્ત્રી પુરૂષ બન્ને એકઠાં થઇ તેને ખુબ માર મારે છે એટલામાં પડદા પાછળ પૂર રક્ષક અવાજ કરેછે).

**પૂરરક્ષક**—અરે અનાથને અત્યારે કોણ મારેછે? દ્વાર ઉઘાડો?

**ટિલિયો**—(બારણાં ઉઘાડતાં) ઓય બાપજી જુઓકે! અમારો મનખ અમારૂં કહ્યું માનતોજ નથી!

**પૂરરક્ષક**—અરે એ કોઇ પરરાજ્યનો આદમી આરાજ્યની બાતમી લેવા આવેલ જણાયછે, માટે ચાલો તેને

---

1 બંદરના ઉપરી; અધિકારી.

પકડી લઇ જઇએ !

ટિલિયો તથા ટિલડી—હા બાપજી લઈ જાઓ ? તે આખા ગામનુંએ પાપ જાય!

(પૂર રક્ષક કેદ કરી તેને લઈ જાયછે).

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રાજ્યમંદિર.

પ્રબળાશ્વ, પ્રવિણુસાગર તથા પછીથી ચંદ્રપતિ વગેરે.

પ્રબળાશ્વ—કેમ પ્રતિનીધી! આપણે ખોદાવવા માંડેલ પ્રબળસરમાંથી નિકળેલ શિલા લેખ હજુ સૂધી કોઇએ વાંચ્યો કે નહીં?

પ્રવિણુસાગર—રાજાધિરાજ! એ શિલાલેખની ખુબીજ કાંઈ ઓર જણાય છે! કોઈ કહેછે કે એ કાત્રુ ભાષામાં છે; અને કોઈ કહેછે કે સંસકૃતજ છે! કોઈ ઉંધા અક્ષર દેખેછે અને કોઈ તો દેખી પણ શકતા નથી! વળી તે લેખને નગણકારી તળે ખોદવા જઇએ છિયેતો માંહથી મોટા મોટા ભોરીંગ (સાપ) નિકળેછે જેથી ખોદનારની હિમત પણ ચાલતી નથી અને ત્યાં ન્હાસા ન્હાસ થઈ રહેછે! હવે જેમ પુણ્યશ્લોક મહિપાળની આજ્ઞા!

પ્રબળાશ્વ--ત્યારે એ ઉપરથી તે શું સમજવું?

પ્રવિણુસાગર—ક્વચિત કોઈ ઋષીએ સન્યસ્ત ગ્રહણ કર્યું હોય અને તેની સમાધ હોયતો તે ખોદી નાંખતાં સાતે પેઢી બૂડે, એ ડરથી આગળ ડગપણ ભરી શકાતું નથી.

પ્રબળાશ્વ—આપણા નગરમાં જ્યાં જ્યાં સદાવ્રત અપાયછે ત્યાં ત્યાં અગર તમામ ધર્મશાળાઓમાં ખબર કઢાવોને? કોઈ ચમત્કારી તેજસ્વી અતિથી આવી ચડ્યો

હોયતો વાંચે! નિકર આ ગુંચવાડો તે બીજી શી રિતે દૂર થશે?

**પ્રવિણસાગર**—છત્રપતિ! એ યૂક્તિ પણ અજમાવી ચૂક્યો! કોઈ પણ નવતરો આદમી જોઈધું કે ઘણીજ લાલચો આપી ત્યાં લઈ જઈધું પણ ફળ કાંઈજ નહીં!

(કોટવાળ, ચંદ્રપતિ સાથે પ્રવેશ કરીને)

**કોટવાળ**—પૂજ્ય નરેંદ્ર! (ચંદ્રપતિ સમીપ આંગળી કરીને) આ કોઈ પરરાજ્યનો આદમી આપણા દેશની બાતમી લેવા આવેલ હોય એમ જણાતાં આપના સમિપ તેને રજુ કરિયે છિયે! હવે જેવી પૃથ્વિપતિની ઇચ્છા!

**પ્રબળાશ્વ**—(વિચાર કરીને) અરે પ્રથમ એને પૂછો એનું નામ શું અને એ કાંઈ ભણેલછે!

**ચંદ્રપતિ**—મહાનમહિપતિ! મારૂં નામ ચંદ્રપતિછે; ભરતખંડમાં હાલ જેટલી ભાષાઓ ચાલેછે તેમાંની તમામ યથાશક્તિ હું જાણું છું.

**પ્રબળાશ્વ**—(હર્ષ પામીને) અહો? આ કોઈ વિલક્ષણ આદમી જણાયછે! (પ્રવિણસાગર તથા કોટવાળને) માટે તેને કેદમાંથી મૂક્ત કરી એનું જ્ઞાન આપણા પ્રબળસરના શિલાલેખ આગળ સત્વર અજમાવી જુઓ!

**પ્રવિણસાગર**—જેવી નરેંદ્રની આજ્ઞા!

(પ્રધાન તથા કોટવાળ ચંદ્રપતિને શિલા લેખ આગળ લઈ જાયછે એટલે)

**ચંદ્રપતિ**—    **શાર્દુલવિક્રીડિત વૃત્ત.**

ડેરૂંછે શિવલીંગનું અતિ તળે, જ્વાહીર અંબારછે,
ચારે વેદ ભણેલ હોય કુખિ જો, સૂખાર્થ આધારછે!
ખોદે અન્ય કદી વિરૂદ્ધ થઇને, સર્પો ડસે સર્વદા,
સાતે પેઢિતણું નખોદ વળતાં, પામે બહૂ આપદા! ૧

(પ્રધાન તમામ વિગત રાજાને જણ વિદિત કરે છે જે ઉપરથી)

**પ્રબળાશ્વ**—અહા! આશ્ચર્ય! આશ્ચર્ય!! આતો કોઈ મહાન તપેશ્વરી દિસેછે! જેની યૌવનાવસ્થા છતાં યૌવન મદનું લેશ માત્રપણ ચિન્હ કેવું જણાતું નથી! અહા! સ્વરૂપ પણ કોઈ બત્રીશલક્ષણા ક્ષત્રિને ઝાંખુ પાડનાર કેટલું બધું મોહકછે?! વારૂ પણ એની પાસે જરા ખોદાવાં જૂઓ એટલે એની મહત્વતાનો કિંચાતપણ સંશય રહે નહીં!

(ખોદાવતાં મોરિંગો અદ્રશ્ય થાયછે અને લેખ પ્રમાણે નિકળે છે એટલે)

**પ્રબળાશ્વ**—(વિશેશ આશ્ચર્ય પામીને) નિઃસંશય! આ કોઇ ચમત્કારી તપસ્વી લાગે છે! આવો પવિત્રાત્મા આપણી ભૂમીમાં આવ્યાથી આપણો આજ ઉદ્ધાર થયો!

**પ્રવિણસાગર**—યથાયોગ્ય છત્રપતિ! આવાં આવાં અમૂલ્ય રત્ન પણ હજુ સૂધી આપણી ભલી ભૂમીમાં હયાત જોતાં આપણા દેશની શક્તિ અપાર જણાયછે!

**પ્રબળાશ્વ**—રાજ્યકાજમાં સાધનભૂત થઈ પડે એવા ઉપમંત્રિ માટે તમે ઘણા દિવસથી માગણી કરોછો, વાસ્તે લ્યો આ ઉપમંત્રિ! એમના માનમરતબા યોગ્ય વસ્તુઓ એમને સત્વર પૂરી પાડો!

**પ્રવિણસાગર**—જેવી છત્રપતિની આજ્ઞા! (જાયછે)

---

# પ્રવેશ ૩ જો.

**સ્થળ—ચંદ્ર મહેલ.**

**ચંદ્રપતિ તથા થોડીવાર પછી જોગિણીના વેશમાં ચિત્રાંગદા.**

**ચંદ્રપતિ**—અહા! ઇશ્વરની ગતિ કેવી ગહનછે!

श्लोक.

रंकंकरोतिराजानं राजानंरंकमेवच ॥
धनिनंनिर्धनंचैव निर्धनंधनिनंतथा ॥१॥

રંકના રાય અને રાયના રંક, ધનવાનના નિર્ધન અને નિર્ધનના ધનવાનતો તેજ કરીશકે! અરે મેરૂનું તરણું અને તરણાનું મેરૂ કરવામાં તેનું કેટલું બધું સામર્થ જણાયછે અહા! આટકીના ઘરનો ચમત્કાર બતલાવી વળી મોટા રાજ્ય વૈભવમાં નાંખી દિધો! અરે એની લિલા તો અપાર જ છે! પરન્તુ મારી પ્રાણાધિક ચિત્રાંગદાથી આટલો બધો વિરહ થવાનું શું કારણ હશે! અરે! હું ડુબી ગયાની જ્યારે તેને ખબર પડી હશે ત્યારે તેણે તેનો પ્રાણ પણ ખોળિયામાં રાખ્યો નહિ હોય! અરે એનું તે શુંએ થયું હશે? આ ભવ્ય મેહેલ તથા તે માંહલાં સુંદર ચિત્રો માત્ર તેનાં વિના મને કેવાં ડરામણાં લાગેછે! પણ અરે રાંકના કર્મમાં તે રત્ન ક્યાંથી હોય! વળી મહિપતિ મને હાલ પરણાવવાનો આગ્રહ લઈ બેઠાછે, પણ મારી ખરી હકીકત તેમને ક્યાં ખબરછે!

(અનુચર પ્રવેશ કરેછે)

**અનુચર**—પુજ્યપ્રતિનિધી! નિચે કોઈ સફેત વસ્ત્ર ધારણ કરેલ વિચિત્ર તપસ્વિની પોતાની સ્ત્રી શિષ્ય સાથે આવી ઉભેલ છે, જે મૂખમાંથી "હે પ્રિયે, હે પ્રિયે" એટલાજ શબ્દ કાઢેછે; કોક વખતે તેના શોકમય અવાજે જ્યારે તે ગાય છે ત્યારે તેને સાંભળી કોયલ પણ લજવાઈ છાની રહી જાયછે, સૂર્ય ચંદ્ર તુલ્ય શિતળ થઈ જાય છે, મોટા મોટા પર્વત પણ ફાટી જાયછે, તથા સાગર પોતાની ગતિ ચુકે છે, અને આકાશમાંથી ઝરમર ઝરમર વર્ષાદ વરસે

છે. રાજ્ય મંદિર તે વધારે જોતી ફરેછે, અને જ્યાં જ્યાં જાયછે ત્યાં ત્યાં વચમાં અંતરપટ રખાવેછે માટે આપને જોવાની ઇચ્છા હોય તો આજ્ઞા કરો !

**ચંદ્રપતિ**—અરે પોતાના પતિથી વિખૂટી પડી ગયેલ દુઃખની મારી કોઈ ચમત્કારી અબળા હશે! માટે અંતરપટ તૈયાર કરી સત્વર તેને અહીં બોલાવો, તેના દુઃખનું નિવારણ કરવા આપણે પ્રયાસ કરિયે.

(અનુચર જઈ ચિત્રાંગદાને પ્રવેશ કરાવેછે.)

**ચિત્રાંગદા**—(નિચી નજરે નમન કરીને) હેપ્રિય, હેપ્રિયે!

(એ શબ્દનો વારંવાર જપ કરેછે જે ઉપરથી).

**ચંદ્રપતિ**—(પરસ્ત્રી સમજી તેના અંતરપટ સામી દ્રષ્ટી ન કરતાં) અહો! વિરહિણી! તુ કોણ છે! સફેત વસ્ત્ર ધારણ કરી આટલું બધું તપ શા માટે આદરી બેઠીછે ? તારે શું જોઇએ છિયે તે મને વિદિત કર, જે મારી શક્તિ પ્રમાણે તને આપી તારૂં કષ્ટ વિદારૂં! (તેના પ્રતિબિંબ તરફ દ્રષ્ટી પડતા મનમાં) અહા! શી સુંદર સ્ત્રીછે! કનકમાં જડવા લાયક કુંદન રઝળતાં મૂકી જૂઠા કાચ ઇશ્વર ઝનાનામાં નાંખેછે તેનું શું કારણ હશે!

**ચિત્રાંગદા**—અહો પરોપકારી મહાપુરૂષ, મારે કશુંપણ જોયતું નથી, હું કોઇનીએ આશા રાખતી નથી, અને હું અભાગિની જે અમૂલ્ય રત્ન ગૂમાવી બેઠીછું તે ખૂદ પરમેશ્વર શિવાય બિજા કોઇથી પાછું આણી અપાય તેમ નથી! માત્ર મારા પ્રાણપતિની ખોળ કરવા મારી દાસિઓની સહાયતાથી હું સુખપાલમાં બેસી દેશ દેશ મુસાફરી કરૂંછું.

**ચંદ્રપતિ**—(સામું ન જોતાં) અહો સુશિલા! તારૂં મધુર ભાષણ સાંભળી મને અનેક પ્રકારના તર્ક વિતર્ક થાયછે; તું પણ મારા જેવીજ ભાગ્યહિન દિસેછે! અહા

આવી સૂપાત્ર સ્ત્રીને તજનાર તે કેવો અનાડી હશે!

**ચિત્રાંગદા**—(આંખમાં ઝળઝળિયાં આવતાં) મહાપુરૂષ! તેમાં એ પુન્યાત્માનો દોષ નથી; માત્ર મારાજ તગદીરનો દોષછે; (વધારે અશ્રુપાત કરતાં) છઠ્ઠીના લેખ એવાજ લખ્યા હશે! નિકર હું કોણ અને આવી અસહ્ય દુઃખદ મારી સ્થિતિ શી!

(પતિના વિરહનો ચિતાર તેના રૂદય ઉપર ફરીથી પડતાં)

**ઠુમરી.**

**કદમકી કુંજમે, મોરો કંગનો નિકસ ગયોરે; એ રાગ.**

ત્રિવેણી સંગમેં, મોરો પ્રિયપતિ ગૂમ થયોરે;
મોરો પ્રિય પ્રાણ ડૂમ ગયો, સબસૂખ હર ગયો;
ફાંદ મેં મુજકું ડાલકે, સટક ગયોરે; ત્રિવેણી     ૧

(વચ્ચેનું અંતરપટ ફાટી જાયછે એટલે એ કમકને ઓળાખી તતક્ષણ ભેટેછે, તથા પછીથી સાથે રહેછે).

— ❧ —

# પ્રવેશ ૪ થો.

**સ્થળ—પ્રબળાશ્વનો મેહેલ.**

**પ્રબળાશ્વ તથા પછીથી નારદ ઋષી.**

**પ્રબળાશ્વ**—(સ્વગત) અરે! આખા ગામમાં ચર્ચાઇ ગયેલ આતે શું ખરી વાત હશે! એ ઐશ્વરી અંશી ચંદ્રપતિની હવે બુદ્ધિ તો નહીં બગડી હોય કે એક રસ્તામાં ભિખ માગનાર બાવી ઉપર મોહિત થઈ જઈ તેણે તેને ઘરમાં ઘાલી? અરે સતયુગમાં આવો બનાવ કેમ બની

શકે ? દુષ્ટ રાવણે એવું અધમ કામ કર્યું તો તેનાં દશે માથાં છેદાયાં, ત્યારે આ શું તેથી વિશેશ બળિયો હશે ?

(નારદ ત્રતપી અંતરિક્ષથી પ્રવેશ કરેછે).

**નારદ**—(લાંબો હાથ કરીને)

**વસંતતિલકા વૃત્ત.**

ભૂપાળ કાળ કરના ગુણિ દીન દાતા,
છો પુણ્યશાળિ ખટ કર્મિ વધૂ પ્રખ્યાતા;
એથી વધો પ્રતિદિને ખૂબ નામ તારૂં,
આશિષ મંત્ર મુખથી મનથી ઉચ્ચારૂં ! ૧
પામો તમે સુખ અને ધન ધાન્ય નિત્યે;
પામો નરેશ પરિવાર વિશેષ પ્રીત્યે;
પામો અધીક જય વાણી વિદેશ ચારૂ,
આશિષ મંત્ર મુખથી મનથી ઉચ્ચારૂં ! ૨

**પ્રબળાશ્વ**—(ઉતરી ગયેલ ચેહેરે વંદન કરીને) મહા મુની! આપનું આશિર્વચન હું સત્કાર પૂર્વક સ્વિકારૂંછું.

**નારદ**—સૂખી થાઓ ! પણ પૃથ્વિપતિ ! તારૂં મુખારવિંદ આટલું બધું ગ્લાની પામેલ શાથી દિસેછે ?

**પ્રબળાશ્વ**—મુનીશ્વરા, કાંઈજ નહીં; પણ આમ અનાયાસ આપે લિધેલ શ્રમનું કારણ મને જણાવશો ?

**નારદ**—છત્રપતિ ! સર્વ રાજ્યની ચર્ચા જોતાં તથા તેનું માંપ કાઢતાં તારા રાજ્યનો પાપનો કાંટો હાલ વિશેશ નમતો જણાયો જેથી મારે અત્રે આવવું પડ્યું !

**પ્રબળાશ્વ**—(ચમકી ઉઠીને) અહો રાજર્ષિ ! એવું તે મેં શું પાપ કર્યુંછે, એવા તે શું મે અન્યાય કર્યાછે, એવા તે શું મેં અનર્થ કર્યાછે કે આપના તપોવન સૂધી પણ મારી અપકિર્તિ આવી પહોંચી ?

**નારદ**— હાલ સતયુગની ભર અવસ્થામાં લેશમાત્ર પાપ એક ક્ષણમાં કોટી જોજન ચાલે છે, માટે સાંભળ; જે કાર્ય આ યુગમાં થવું છાજે નહિ તેવું તારા રાજ્યમાં થવા માંડેલ મારે કરણે આવ્યું, જેથી તેની તને સૂચનાજ આપવી યોગ્ય ધારૂં છું.

**પ્રબળાશ્વ**—( અધિરો થઇને ) ત્યારે કૃપા કરી મને તે સત્વર કહી નાંખો! કારણ મારૂં મન ઉદાસ રહેવાનું એજ કારણ હશે!

**નારદ**—સાંભળ ત્યારે, કોઈ વ્યભિચારી પુરૂષને તેં આશ્રય આપ્યો છે? તેમ હોય તો તરત તેને તારા તખ્તમાંથી કાઢી મૂક! નિકર થોડી મુદતમાં તારૂં રાજ્ય ખેદાનમેદાન થશે, તારી રાણિયો તથા પરિવાર અન્ન પાણી માટે વટ વટશે, માટે ચેત; અમે બેઠે તારૂં ભુંડું થાય, એ અમારાથી ન ખમાય, જેથી તને સૂચના આપવા આવ્યાછિયે, પછી તારી જેવી મરજી! (જાય છે).

**પ્રબળાશ્વ**—અરે એ નારદમુની તો વિશેશ વાત સાંભળવા પણ ન રહેતાં અંતરધ્યાન થઈ ગયા! પણ એવા રાજનીતિજ્ઞ ઋષિ જ્યારે ગાંઠે ખિચડી બાંધીને વાત કહીજાય ત્યારે તેમાં કાંઈ વિપરિત હોવુંજ જોઇએ! અને જ્યારે ઠેઠ હિમાલયની ટોચ ઉપર તપ કરનાર તપેશ્વરીઓને મારા આવા દુર્ભાગ્યની ખબર પડી ત્યારે મારી નાલાસી સર્વે રાજ્યોમાં તેમજ સર્વે દેવોની સભામાં સારી પેઠે થયેલી એમાં એ સંદેહ જેવું નથી! અરે ખુદ ગામમાંજ કેટલો બધો શોર બકોર થઈ રહ્યો છે! માટે લાવ પ્રધાનને હવણાંને હવણાં બોલાવી તે બન્ને ફરીથી મળી, વળી કાંઈ રાજ્યને ધક્કો ન લગાડે તેમ વિખુટાં પાડું!

(પ્રધાનને બોલાવી ચંદ્રપતિ તથા ચિત્રાંગદાને જૂદે જૂદે

સ્થળે વનવાસ કાઢે છે).

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—વનવાસ.

**ચિત્રાંગદા, (પછીથી) ચંદ્રપતિ, તથા આખરે કુંદનપૂરથી ચિત્રાંગદાને ખોળવા આવેલ માણસો.**

**ચિત્રાંગદા**—( નિરાશ થઈ એક ઝાડ તળે ઝુખી તરથી ઉભી ઉભી)

### ઠુમરી.

**નારાયણ નરસિંહ નરોત્તમ, પુરૂષોત્તમ કો ધ્યાન ધરો, એ રાગ.**

વિભુ વિશ્વંભર વિશ્વેશ્વર હો, વ્હારે વળોને વ્હેલારે;[1]
દુઃખ ભંજન દુઃખી દાખીને ઉઠો, પામું વિશેષે વેલારે;[2] વિ. ૧
રાજ્ય કુમારીની લાજ બચાવો, કાજ કરો આજ વેલારે;[3]
ઝાઝ ઉગારો દાઝ ધરીને, કાપિ આપત્તી વેલારે;[4] વિ. ૨
સુખ શય્યામાં સુનારિ જે હું, જોગિણિ વેષ ધરેલારે;
આખું અરણ્ય ફરિ થાકી ગઈ છું, એવા શા લેખ લખેલારે; વિ. ૩
સૂખ મળે નહિ સ્વપના માંહી, તેવા ગુન્હા શા કરેલારે;
ફુટે નસિબ વળી થઈ અગાડી, કયમ એમ રામ રૂઠેલારે; વિ. ૪
એક "પિયુ"નું નામ ઉચરતાં, પ્રાણ જશે સહુ પેહલારે;
ભૂખ તર્ષ સૌ ભાગિ ગયાં છે, આંખે આંસુના રેલારે; વિ. ૫
પ્રાણપતીનો પત્તો ન પામું, ક્યાંક જઈ તે ચડેલારે;
પિડા પ્યારાથી કેમ સેહવાશે, પિડે અનાદિ જો પેલારે; વિ. ૬
નારદ ઋષી ગુરૂ પિતાજી, વિશ્વાસઘાત ભરેલારે;

---

૧ ઝટ; સત્વર. ૨ દુઃખ; કષ્ટ. ૩ વખત; સમય.
૪ દુઃખના વેલા=ઝાડ.

મ્હાશી ગયા ક્યાં જાણિ જોઇને, ખાઉં અતિશય ઠેલારે; વિ. ૭
ગરીબના નિવાજ પ્રભુ છો, દાઝ ધરો નહીં ઘેલારે;
પરદુઃખ ભંજન શેના વદું હું, ઉઠો ઉઠો મન મેલારે; વિ. ૮
સતયુગમાં સતિ અતિ દુઃખ પામે, એવા ધારા શું ઘડેલારે;
થઈ હઠીલા નાથ શું બેઠા, ઉઠો ઉઠો સૂતેલારે; વિ. ૯
ભક્ત તણાં કષ્ટ સંહારવાને, વિવિધ વેશ લિધેલારે;
ભલા ભગવાન અબળાને ભુલોછો, ઉઠો ઉઠો નાથ છેલારે;વિ.૧૦

(નિરાશ થઈ એક ઝાડ તળે બેસેછે એટલામાં ચંદ્રપતિ ગાતો ગાતો પ્રવેશ કરેછે)

**ચંદ્રપતિ**—(આકાશ તરફ લાંબા હાથ કરીને)

**રાગ ભૈરવ.**

દિનનાથ દિન તાત, દિન માત દિન ભ્રાત;
દીન નમી પ્રાણ નાથ, અર્જ હું પોકારૂં;
છો જગેશ નાથ આપ, સર્વને અતિ પ્રતાપ;
જાપ કિધ જાય પાપ, પ્રેમથી ઉચ્ચારૂં. દિનનાથ—
નાથ છું હું દીન દાસ, કષ્ટ કષ્ટ જો ચોપાસ;
તૂજ વિન કોનિ આશ, ઉરમાં હું ધારૂં;
કીડીથી કુંજર જ્યાર, પામિ તૂજ ખૂબ પ્યાર;
કલ્લોલ કરે નિર્ધાર, હું બગાસાં મારૂં; દિનનાથ. ૨
પ્રિય કૂમુદિનિ માટ, ચંદ્રનો અતિ ઉચાટ;
અર્જ સૂણ વિશ્વ તાત, રખ રે' નોધારૂં!

("ચંદ્ર" શબ્દ સાંભળતાંજ ચિત્રાંગદા ચમકી ઉઠી, ચંદ્રપતિનો સ્વર ઓળખી વાડ પાછળ દોડી જાયછે, જ્યાં ચંદ્રપતિ સાક્ષાત નજરે પડતાં તેને પ્રેમ પૂર્વક આલિંગન કરે છે).

**ચિત્રાંગદા**—(આંખમાં આંસુ આણીને) પ્રાણનાથ! કોટી ઉપાયે પણ આપને હવે હું કદી છોડનાર નથી!

**ચંદ્રપતિ**—સુજ્ઞ સતિ! મને સ્વામીની પદ્વિ આપવી તું મૂકી દે? જ્યાં સૂધી લગ્ન વિધી થઈ નથી અને જ્યાં સૂધી પતિપત્નિ ધર્મ પ્રમાણે વર્ત્યા નથી ત્યાંસૂધી એવું અયોગ્ય કલંક આપણે શીર આવવું જોઇએ નહીં!

**ચિત્રાંગદા**—(ચિંતાતુર થઇને) ત્યારે આપના અને મારા પ્રત્યે હજુ પણ શું અંતર પડવાનો હશે?

**ચંદ્રપતિ**—ક્વચિત આપણીજ અજ્ઞાનતાનું આ બધું ફળ હોય તોપણ કોણ જાણે! વળી એવાં ઘણાં પાપ એકઠાં થતાં વધારે મુશ્કેલતો પડે એમાં પણ સંદેહ શો?

**ચિત્રાંગદા**—(ગદ્‌ગદિત કંઠે) અરે વિધાત્રી! અમારા ઉપર કૃપા કરી હવે અમને સુખી કર? એવો શું તારો મોટો અપરાધ કર્યો છે કે અમારા ઉપર વિષમ કષ્ટ નાંખી અમને સદૈવ દુઃખી રાખેછે? મનુસ્મૃતિ માંહેલા ધર્મ શાસ્ત્રના નવમા અધ્યાયમાં દર્શાવ્યા પ્રમાણે પણ શું અમે પતિપત્નિનો લાભ લઇ શકતાં નથી?

(છેટેથી પચાશેક આદમીનો કાફલો આવતો જોઇને)

**ચંદ્રપતિ**—અરે જો; પેલી તરફથી નાનો સરખો પૂરૂનો કાફલો આપણી તરફ આવતો હોય એમ દિસે છે, તે શું હશે?

**ચિત્રાંગદા**—હા; અરે એતો ઓળખ્યો! એ મારો ગૂણધ્વજ સારથી આપણને જોઈ રથના ઘોડા પૂરપાટ મૂકતો આપણી તરફ આવ્યો! (પાસે આવેછે એટલે ચિત્રાંગદા મૂર્છા ખાઈ ભોંય ઉપર પડેછે).

**ગૂણધ્વજ**—(અશ્રુપાત કરીને) ચિત્રાંગદા બેન! ઓ ચિત્રાંગદા બેન! અમને જોઈ તમને આ શું થયું?

(બધા ગભરાઈ જઈ રોવા માંડેછે, પછી ચંદ્રપતિ વગેરે ઘણી મેહનતે તેને સજક કરેછે).

**ચિત્રાંગદા**—( ગૂણધ્વજને ) કેમ ભાઇ, ત્યાં બધાંએ ખુશી છે ?

**ગૂણધ્વજ**—હા બેન; તમારા વિના તેઓ અન્ન પાણી પણ તજીને બેઠાં છે; માટે ચાલો સત્વર ત્યાં જઇએ ! હું એવા પુષ્ટ ઘોડા લાવ્યોછું કે ત્રણ ઘટિકામાં આપણને તેઓ ત્રણ હજાર જોજન પોંહોંચાડશે?

(રથ પાસે લાવેછે એટલે).

**ચિત્રાંગદા**—(ચંદ્રપતિને) ગુણનિધી! પ્રથમ આપ બેસો!

**ચંદ્રપતિ**—સત્વતી ! મારે આવવાનું કાંઈ કારણ નથી; હું નહિ આવું; મારા આવવાથી કવચિત કાંઈ વિપરીત થાય ! તારી ઝંખનામાં ને ઝંખનામાં મારૂં બાકીનું આયુષ્ય અહીંજ તપેશ્વરિયોમાં ફરી પુરૂં કરીશ.

**ચિત્રાંગદા**—(આંખમાં ઝળઝળિયાં આણીને) આ ટાણે આવું ત્રાહિ ભાષણ ઉચ્ચરવું આપને યોગ્ય છે ? શું જળ વિન મચ્છ એક ક્ષણ પણ જીવશે ? માટે કૃપા કરી પધારો !

(ચંદ્રપતિ ન માનવાથી ચિત્રાંગદા ફરી મુર્છિત થઈ પડેછે, જેથી તમામ તેને બનતો આશ્રય આપવા કબુલ થઈ, ચિત્રાંગદાને સજક કરી લઇ જાયછે).



# અંક ૪ થો.

## સ્થળ —કુંદનપૂર.

### પાત્ર.

ચિત્રાંગદ .. .. ... ... ...કુંદનપૂરનો રાજા
ચંદ્રાવતી... ... ... ... ... ...તેની રાણી.
ચન્દ્રસેન .. ... ... ... ... ...પ્રધાન.
ચિત્રાંગદા... ... ... ...રાજ્ય કુમારી. (નાયકા)
ચંદ્રપતિ .. ... ... ચિત્રાંગદાનો પ્રિય. (નાયક)
કામલતા ... .. ... ચિત્રાંગદાની સખિ.
અશ્વનિકુમાર તથા સારંગધર વૈદ્યક જાણનાર ઋષિયો.
કૃષ્ણ... ... ... ... ...દ્વારિકાંપતિ.
નારદ,મનુ, વિદુર, વાલ્મિક, દુર્વાસા વગેરે .. મહર્ષિયો.

---

# પ્રવેશ ૧ લો.

## સ્થળ—રાજ્ય મંદિર.

**ચિત્રાંગદ, ચંદ્રાવતી, તથા પછીથી ચિત્રાંગદા વગેરે.**

**ચિત્રાંગદ**—(દુર્વાસા ઋષીનો શાપ ભૂલી જતાં) અરે! હજુ સૂધી કુંવરીની ભાળ કેમ નહિ લાગી હોય? ચારે તરફ અશ્વારો દોડાવી ગામે ગામ તપાસ કરાવી તોપણ તેનો પત્તો કેમ નહીં જણાતો હોય!

**ચંદ્રાવતી**—હા; પ્રાણાધાર; એક ક્ષણમાં ત્રિલોકમાં ફરી વળી આપણા આગળ મનવાંત્સિત વસ્તુ રજુ કરે એવા અશ્વવિદ્યામાં કુશળ ગૂણધ્વજને પણ આપણે સાથે

મોકલ્યોછે, તોપણ કોણ જાણે શું એ થયું હશે?

(આંખમાંથી આંસુ પડેછે).

**ચિત્રાંગદ**—(દાંત કકડાવીને) અરે એ દુષ્ટ ભણાવનાર તેને ફોસલાવીને લઈ ગયો; શિવાય કશુંજ નથી!

**ચંદ્રાવતી**—પણ એ વાતે બરાબર ક્યાંમાની શકાય તેમ છે; તેનીજ દાસિયોને પૂછતાં એમ જણાયછે કે તેતો ત્રિવેણી સંગમમાં સંધ્યા કરવા જતાં ડુબી મૂઆ!

**ચિત્રાંગદ**—અરે એ બધાં એજ કુભાંડીનાં પાખંડ! સાચી વાતતો હું કહુંછું તેજછે!

**ચંદ્રાવતી**—કોઈ શું કરે આપણા નસીબમાંજ એવું લખેલું; પણ અરે! આ પ્રાણ તે એ પ્યારી ચિત્રાંગદા વિના કેમ રહેશે!

**ચિત્રાંગદ**—અરે એ કાળ મૂખો ફરીથી એકવાર મારી નજરે પડતો લાગલી તેને દેહાંત દંડની શિક્ષા કરૂં

(કુંવરી આવી પહોચ્યાની અનુચરો વધાઈ ખાય છે એટલામાં સાક્ષાત ચિત્રાંગદા પ્રવેશ કરેછે).

**ચંદ્રાવતી તથા ચિત્રાંગદ**—(તેને ભેટી પડતાં) પ્રાણાધાર સુકુમારી! આવી નાદાની તે કરતાં હોઈશું?

(આંખમાંથી આંસુ પાડેછે).

**ચિત્રાંગદા**—મારા શિરછત્ર ડૂબી ગયા જાણી માત્ર તેમની ખબર કાઢવા હું ગઈ હતી.

**ચિત્રાંગદ**—(જરા ગુસ્સો કરીને) નાદાન! આવું શું બને છે? એ બાબતમાં તેં અમારામાંથી કોઇનીએ સલાહ લિધીછે? એમ પરભાર્યાં તારાથી ચલાયજ કેમ? અને એવું નાદાની ભરેલું કૃત્ય તારાથી થાયજ કેમ?

**ચંદ્રાવતી**—પ્રિય સુતા! અમને પ્રથમ તારે ચેતાવવું જોઈતું હતું; એ ગમે તેવા ત્રાતા હોય પણ કુબજાને પેટ

અવતરેલ કુલહિન ક્ષત્રી છે માટે આપણે તે શા કામનો? સૂર્ય અને ચંદ્રદેવતા જેવાનાં તારે માટે માગાં આવેછે, માટે એ બેમાંથી એકને પસંદ કર !

**ચિત્રાંગદા**—(માથુ ધુણાવીને) ગમે તેમ હોય પરંતુ આ ભવમાંતો હું તેમનેજ વરી ચૂકીછું; વર વરવાની બાબતમાં સુજ્ઞ માત પિતાએ આડાં આવવું યોગ્ય નથી.

**ચંદ્રાવતી**—એમ અવિચાર ભરેલી ખોટી જક તારાથી થાયજ કેમ? વળી તારા પિતાને એથી ખોટું લાગશે માટે સંભાળીને બોલ !

**ચિત્રાંગદ**—અરે એમ શું કરવાને? (અનુચરોને) જાઓ એ દુષ્ટને ખોળી કાઢી તરત સૂળિયે ચડાવી દો કે બધાએ પંચાત મટે ! નાદાનાવસ્થામાં તેણે કરેલ કૃત્ય મંજુર રાખી હું મૂર્ખમાં ખપવા ઇચ્છતો નથી !

(સર્વે ઉઠી જાય છે).

---

# પ્રવેશ ૨ જો.

**સ્થળ—ભય-ક્ષેત્ર.**

**રાજા ચિત્રાંગદ, ચંદ્રપતિ,** જોવા આવનાર **પૂરવાસિ જનો** વગેરે.

ચંદ્રપતિ—(સૂળી આગળ ઉભા રહીને).

**રાગબિહાગ.**

જગપતિ અનુગ્રહ આપ કરો,
નથી કિધો અપરાધ મેં કાંઈ, નિરદોષિ નેટ નરો; જગ. ૧
પ્રલ્હાદને પાવકમાં ઉગાર્યો,હણ્યો દૈત શો જબરો; જગ. ૨
જસવાન જાનકીને છોડાવી,રોળ્યો રાવણનધરો. જગ.૩
પ્રિતે લાજ પંચાળીની તેં રાખી,સંકટમાં બલિ અરો;જગ.૪

ધિઃકાર્યો કૈરવનો તેં મેવા, ભાજીમાં મોહ ધર્યો; જગ ૫
ગોવર્ધન પર્વત કર પર તોળી,ધર્યું નામ ગીરિધરો; જગ. ૬
"સત્ય"ને વળગીને જો હું રહ્યો હો,દાવાદળ દૂર ધરો;જગ ૭
કુકર્મો કલિયુગમાં વ્હો થાશે, નથી કાળ તેહ પરો; જગ.૮
જુલમ સતયૂગમાં આ કે'વાશે,ગાશે કો મોલિધરો; જગ.૯
ભગવાનજી વ્હારે ધાવાને દોડો,સંકટ આપ સર્વે હરો.જગ.૧૦

(આકાશમાંથી ફુલની વૃષ્ટી થાયછે જે જોઇને)

**ચિત્રાંગદ**—એમ તારા જાદુથી હું ડગવાનો નથી! એમ હવે રાંડ્યા પછી ડાપણ શા કામનું? એવું કાળુ કર્મ કર્યાં બાદ ઇશ્વિરોપાસના કરવાથી તને શું ફળ મળવાનું છે? તારા જેવા ચાંડાલની પ્રાર્થના ઇશ્વર કદી સાંભળેજ નહીં! માટે ચાલ તાકીદ સૂળી ઉપર ચડ!

**ચંદ્રપતિ**—(ધૈર્ય લાવી) સુજ્ઞ મહિપાળ! સૂળીની શિક્ષ પામવાથી હું કાંઇ ડરતો નથી; એથી વિશેશ શિક્ષા થાય તોપણ તેથી હું ડરૂં નહી! જે આરોપ હાલ મારે શિર આવી પડેલછે અને જેથી હું આ શિક્ષાને પાત્ર થયોછું, તે અપરાધ મેં કર્યોછે કે નહી તે સર્વાંતરયામી જાણેછે,જે કોઇ પણ દિવસ અસત્ય સાંખનાર નથી!

**ચિત્રાંગદ**—(વધારે ક્રોધ લાવીને) વારૂ વારૂ; એ તકરાર તું સુખે ત્યાંજ ચલાવજે? તારા જેવા અઘોર પાપીને સતયૂગમાં રાખવા જોઇતા નથી; માટે ચડ ઉપર!

**ચંદ્રપતિ**—પૃથ્વિપતિ! આપની આજ્ઞા ઉલ્લંઘવા મારો હેતુ નથી; એમ હોય તો આપની ઇચ્છાને આધીન થઇ આ હું ચડ્યો. (સૂળીનું રૂપાંતર થઇ સુખપાલ બનીજાય છે એટલે)

**ચિત્રાંગદ**—(ગૂસ્સો કરીને) અરે અનુચરો! જબરા

---

૧ વિદુરની ભાજીને સુદામાના તાંદુલ કહેવાય છે તે.

બાણાવળી શિકારિયોને બોલાવી આ જાદુગરના પ્રાણ હવણાં ને હવણાં ઝટ જાય તેમ કરો ?

**અનુચરો**—જેવી આજ્ઞા!

(શિકારિયો ધનુષ મારે છે જેમાંનું એક પણ ન વાગતાં બધાંએ ભોંય ઉપર પડે છે જેથી થાકીને).

**૧ લો શિકારી**—મહારાજાધિરાજ! એક ક્ષણમાં કોટી જોજનાંતરે દુર્ભેદ્ય પ્રાણીનો સંહાર કરે તેવાં બાણો પણ છોડીને થાક્યા માટે બીજી આજ્ઞા કરો ?

**ચિત્રાંગદ**—ત્યારે તમારાં શૂરાં ખડ્ગ વાપરો ?

**શિકારિયો**—જેવી છત્રપતિની ઇચ્છા !

(શિકારિયો ચળકાટ મારતાં ખડ્ગ મારેછે પણ તેમાંનું એકે ન વાગતાં બધાંએ ભાગી જાય છે જેથી કંટાળી તરત અમલમાં આવે એવી શિક્ષા કરવા વિશે સર્વે જૂદા જૂદા મત આપે છે એટલામાં ચિત્રાંગદાને ભરે મંદવાડ થઈ ગયાના સમાચાર મળતાં ચંદ્રપતિ શિવાય બધાએ ત્યાં દોડી જાય છે).

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—રાજ્ય મંદિર.**

**ચિત્રાંગદા, ચિત્રાંગદ, ચંદ્રાવતી, વૈદ્યરાજના વેશમાં અશ્વનિકુમાર તથા સારંગધર મહર્ષિયો વગેરે.**

**ચંદ્રાવતી**—(પોતાના ખોળામાં તેનું મસ્તક લેતાં) પુત્રી! પુત્રી! પ્રિય પુત્રી! (બોલતી નથી એટલે)

જળ ભરન જાત જુમનાં કે ઘાટપર, ડાકસે નાજુક કામનિયાં. એ રાગ.

દિન વત્સલ દિનનાથ પ્રભૂઓ, આ ન્યાય કેવા તારોરે; દિન. ૧

સૂખ દઈને વળી વળીશું, વાડમાંથી વિઘ્ન મારોરે; દિન. ૨
કુંવરી દીધી કોડ પુરા થવાને, વિઘ્ન નાંખ્યા શિદ ડારોરે; દિન. ૩
પશુ ઉપર જુલમ ઘટે નહીં, દયાનિધિ દયા ધારોરે; દિન. ૪
પ્રાણ અમારા એના સુધીછે, એમાં ધારો ન ઉધારોરે; દિન. ૫
ઉંધુ વળશે એક ક્ષણનિ માંહે. વિશ્વેશ્વર વિચારોરે; દિન. ૬

(મૂર્છાખાઈ પડેલ ચિત્રાંગદાની આશપાશ સર્વે વિંટળાઈ બેસેછે)

**ચંદ્રાવતી**—(ચિત્રાંગદાનું મસ્તક ખોળામાં લેતાં) પુત્રી! પુત્રી!! પ્રિય પુત્રી!!

**ચિત્રાંગદ**—(તેના મોં ઉપર હાથ ફેરવીને) પ્રાણાધિક સુતા!! કૂળ દિપક સુતા!! તું કેમ બોલતી નથી?

**ચંદ્રાવતી**—બેટા તને શું થયું છે? આમ એકાએક તું શાથી ઝંપલાઈ ગઈ? પ્યારી પુત્રી તને ક્યાં દુઃખ થાયછે!

**ચિત્રાંગદ**—(તેની બેબાકળી આંખો જોઈને) જો; આ તારી આશપાશ કોણ કોણ બેઠેલ છે; એમાંથી અશ્વનિ કુમાર કિયા અને સારંગધર કિયા? ચાલ ઝટ ઓળખી કાઢ જોઈએ?

(ઉત્તર મળતો નથી એટલે)

**અશ્વનિકુમાર**—મુની સારંગધર! આ વ્યાધી તે કિયા પ્રકારની હશે? શરીર લેશ માત્ર પણ ઉષ્ણ નથી, મુખાર્વિંદ શ્યામ વર્ણું થઈ ગયું છે. ચક્ષુ કોઈ ચિત ભ્રમિત પેરે આકુળઆકુળ લાગેછે, અને ઉત્તર મળતો નથી; તેમને વાયુ થયો હશે જાણી ઘણીજ ઔષધિયો અજમાવી જોઈ, પરન્તુ કિંચિત માત્ર અસર થતી નથી! એ તે શું!

**સારંગધર**—અરે ઋષીરાજ! મેં પણ ઘણિયે વ્યાધિયો જોઈને મટાડીછે; કલિયૂગના અલ્પાયુષના લોક માટે વૈદક બાબત મોટા મોટા ગ્રન્થ લખ્યા છે, પરન્તુ આવું દર્દતો મ કદીએ જોયેલ અગર સાંભળેલ નથી; જેથી મને

તો કાંઈ અલૌકિક લાગે છે!

**અશ્વનિકુમાર**—(સારંગધરના કાનમાં) આપણે અરણ્ય વાશી ત્રૃષી રહ્યા, જેથી સાંસારિક બાબતમાં આપણું જ્ઞાન ઓછું! પરન્તુ પ્રિતી લબ્ધ સ્ત્રીની સ્થિતિ આવી તો નહિ થતી હોય?

**સારંગધર**—(વિચાર કરી માથું ધૂણાવીને) કદાપી એમ હોયતો હોય! એવી બાબતમાં આપણને બરાબર ખબર ન પડે!

**અશ્વનિકુમાર**—વારૂ ત્યારે; શ્રી રાજમાતાને બોલાવી એ વિશે ખુલાસો લઇશું?

**સારંગધર**—તોપણ શી હરકત છે?

(અશ્વનિકુમાર રાણીને બોલાવી ખાનગી રીતે હકિકત પૂછેછે જે ઉપરથી)

**ચંદ્રાવતી**—મુનીશ્વર! આપના કહેવા પ્રમાણે માનવાનું એક એ પણ કારણ હોય ખરૂં! માટે—

**અશ્વનિકુમાર**—(વચમાં) ત્યારે તે પુરૂષને અહીં બોલાવો જોઇએ? જો એજ બાધી હશે તો તરતજ તેમનું પારખું જણાશે.

(ચંદ્રપતિ આવી કુંવરીના બ્રહ્માંડ ઉપર જ્યાં ગુલાબ જળ છાંટે છે કે તે એકદમ બેઠી થઈ પોતાની પ્રેમદ્રષ્ટી માત્ર ચંદ્રપતિ ઉપર માંડે છે, જેથી આશ્ચર્ય પામી તમામ ત્યાંથી ઉઠી જાય છે).

---

## પ્રવેશ ૪ થો

**સ્થળ—અંતઃપૂર.**

**ચિત્રાંગદ તથા ચંદ્રાવતી.**

**ચિત્રાંગદ**—(સ્વગત) હવે આ કુંવરીનું તે શું કરવું? એ

કુલહિન નિર્ધન પુરૂષ ગમે તેવા રૂપવંત હોય, ગમે તેવા ગ્યાની હોય તોપણ જેને ઘેર આસુકુમાર એકની એક કુંવરીને કવચિત કૂવામાંથી પાણી ખેંચવું પડશે, ઘરનું દળણું ખાયણું કરવું પડશે, શિવાય તેના ઘરનાં તમામ કામકાજ તેને એકે હાથે કરવાં પડશે, તેવાને ઘેર તે તેને કેમ દેવાય?

**ચંદ્રાવતિ**—(પાછળના થોડા ઘણા શબ્દ સાંભળતાં) પુજ્ય પ્રાણનાથ! આપનું કહેવું યથાર્થ છે; જગતમાં માતપિતાને પેટ છોકરિઓ પડવાથી તેમને જેટલું દુઃખ છે તેટલું બિજા કશામાં પણ નથી; કારણ તેનું સુખ પરાધિન છે.

**ચિત્રાંગદ**—જોને પણ કરવું શું? આ બાબતમાં હવે એકે અક્ષર કુંવરીને તો કહેવાયજ નહીં! કારણ કહેવા જઇએ છિયે તો તેની જાત ઊપર આવી પડે છે, માટે હવે તો તેનુંજ જેવું તગદીર!

**ચંદ્રાવતી**—સત્ય છે પ્રાણપ્રિય; પરંતુ આપે જ્યારે તેના ઉપર એવી ઘાતકી શિક્ષાઓ અજમાવી છતાં તેના માથાનો વાળ પણ હાલ્યો નહીં ત્યારે તે ચમત્કારી પુરૂષ ખરોજ તો!

**ચિત્રાંગદ**—શું ધૂળ ચમત્કારી! પાકો ખેલાડી જણાય છે; વારૂ પણ મને એક વાત સુઝી આવે છે; કુંવરી હજુ સૂધી કુવામાંના દેડકા જેવીછે; જ્યાં સૂધી તેણે સૂર્ય સરખાને હાથમાં ઉછાળનાર અનિરૂદ્ધ અને અર્જુન જેવા પ્રખ્યાત બાણાવળી જોયા નથી ત્યાં સૂધી તેનું મન માત્ર એકજ દિશા દેખી રહ્યું છે, પરંતુ અતિ રૂપવંત શૂરાક્ષત્રી પુત્રો જ્યારે સ્વયંવર મડપમાં બેઠેલ તે જોશે ત્યારે મારા સમજવા પ્રમાણે તેની આંખ જરૂર ઉઘડશે; નહિ વારૂ?

**ચંદ્રાવતી**—પ્રાણાધિક! મનેતો એ પુરૂષ કાંઇક તેજસ્વી લાગેછે; વળી તે બન્નેનાં ચિત પરસ્પર જોડાઇ ગયા

સંબંધી જ્યારે આપણને પૂર્ણ ખાત્રી થઈ ગઈછે, ત્યારે તેમને હવે પરણાવવામાં શો બાધછે? તોપણ આપનો વિચાર એક રિતે સ્તુતિ પાત્રછે; એમાં કેટલાક હેતુ સરશે: આપણને સ્વયંવરનો લ્હાવો મળશે. જેથી લોકમાં અપકીર્તિ ન થતાં કુંવરીના ભવિષ્ય સંબંધી દોષ પણ આપણે શિર રહેશે નહીં, અને આપણે આપણો ધર્મ બજાવ્યો ગણાશે!

**ચિત્રાંગદ**—(હર્ષ પામીને) વાહ! મારો ઉદ્દેશ તું બરાબર સમજી! એજ મારી મતલબછે!

**ચંદ્રાવતી**—ત્યારે દિવસ મુકરર કરી સ્વયંવરમાં મળવા સર્વે રાજાઓને હવે સત્વર નિમંત્રણ જવાં જોઇએ; નહીં વારૂ?

**ચિત્રાંગદ**—હા; રાજ્ય મંદિરમાં બંદોબસ્ત કરવા હું આ ચાલ્યો. (જાયછે).

---

# પ્રવેશ ૫ મો.

**સ્થળ—સ્વયંવર મંડપ.**

**ચિત્રાંગદ, ચંદ્રસેન,** (સ્વયંવરમાં બેઠેલ અસંખ્ય નાના મોટા રાજાઓ,) **ચંદ્રાવતી, ચિત્રાંગદા, કામલતા,** (લગ્ન વિધી કરાવનાર) **ત્રષીજનો,**(એક ખૂણામાં લપાઈ બેઠેલ) **ચંદ્રપતિ** તથા છેવટે **કૃષ્ણસહિત નારદ.**

**ચિત્રાંગદ**—પ્રતિનિધી ચંદ્રસેન! ઇચ્છિત વરાશ્રમમાં સર્વે ભૂપો પોતાની યોગ્યતા પ્રમાણે બેઠેલા છેકે નહીં?

**ચંદ્રસેન** પુજ્ય નરેંદ્ર! પ્રથમથી કરેલ ગોઠવણ પ્રમાણે સર્વે નૃપતિયો પોતપોતાની નિર્મિત જગ્યાએ બિરાજ્યાછે, જેમની શોભા સ્વયંવર રૂપી આકાશમાં જાણે એટલા બ-

ધા નરેશ રૂપી સૂર્ય ઝળકી રહ્યા હોય એવા દિસેછે!

**ચિત્રાંગદ**—(ખુશી થઈને) એમકે? તારે હવે શિ વારછે?

**ચંદ્રસેન**—છત્રપતિ! કૌમારી ચિત્રાંગદાને સર્વોત્કૃષ્ટ વસ્ત્રાભુષણોથી શૃંગારવા તેની સખિયો તથા માતુશ્રી કામે લાગ્યાંછે, જે કામ હવે પુરૂં થઈ ગયાનો છેલો નાદ પણ સંભળાઈ ચૂકયો, માટે હવે તેઓ આવતાં હશેજ!

(આકાશમાં ઝબકતી વિજળી પેરે ચિત્રાંગદા પોતાની સખિ કામલતાને લઈ સ્વયંવર તરફ આવેછે જે દેખાવ જોઈ કામલતા બોલેછે).

**કામલતા**— શિખરિણી વૃત્ત.

અહા! આ શું દેખ્યું, કુમુદિનિ નહીં હે અપસરા!
સખી હે આ મારી, મદન તણિ સ્ત્રી કો મનહરા!!
કટાક્ષોમાં જે જ્યાં, સખિ સરખિને ઘાયલ કરે!
અહા! તો શિરે તે, પુરૂષ મન શેંશે સ્થિર ખરે!! ૧

(ચિત્રાંગદા નરદમ ચપાના ફુલથી ગુંથેલ વરમાળ હાથમાં લઈ સ્વયંવર મંડપના મધ્ય ભાગમાં જ્યાં પ્રથમ ચક્રવર્તિ રાજા બેઠેલા હતા ત્યાં આવી પોતાની સખિ પ્રત્યે પ્રશ્ન કરવા માંડેછે)

**ચિત્રાંગદા**—અલિ સખિ કામલતા! આ તેજોમય ભૂપ વિશે તું શું જાણેછે?

**કામલતા**—પ્રિય સખિ! એ હસ્તિનાપૂરના રાજેંદ્ર છે; જેમના રાજ્યની ઉપજ દર વર્ષે ચાદ કોટીછે, તથા જેમણે દુશ્મનના દળનો વારંવાર સંહાર કરી હવણાંજ ચક્રવર્ત્તિ પદ ધારણ કર્યુંછે!

**ચિત્રાંગદા**—(બધા રાજાની યોગ્યતા વિશે માહિત થવા જરા આગળ ચાલીને) પ્રાણાધિક સખિ કામલતા! આ કામદેવ સરખી ભ્રકુટી વાળા ચતુર રાજ્યપુત્ર સંબં-

ધી તને શિ ખબર છે?

**કામલતા**—સુશિલ સખિ! એ ધારા નગરીના ચંદ્રવંશી ચંદ્રગુપ્ત છત્ર પતિછે; જેમની ઉપજ જો કે હસ્તિનાપૂરથી ઉતરતી છે, તોપણ તેમની શક્તિ અથાકછે! ઘેટાંનાં ટોળામાં જેમ સિંહ પડતાં ત્રાસ ઉપજે તેમ તેઓ દુશ્મનના મનનેછે!

**ચિત્રાંગદા**—વારૂ; આગળ ચાલ; કહે આ કોણછે?

**કામલતા**—મનહર કૃશાંગિ! એ માગધ દેશના પૂજ્ય મહિપાળ મહેશ્વરછે; જેમની ઉપજ અગર જો આગળ જણાવેલ બે રાજ્યથી ઉતરતીછે તો પણ શક્તિ, સત્ય અને સરસ્વતિની બાબતમાં તે બન્નેથી ચડેછે, તેમના તાબામાં અગણિત મંડલિકો છે, અને તેમનું માન સર્વે દેશોમાં છે.

**ચિત્રાંગદા**—(જે ખૂણામાં ચંદ્રપતિ બેઠો હતો ત્યાં કટાક્ષ કરીને)

**માલિની છંદ.**

પરમ પરમ પ્યારો, ચંદ્રજો આ પ્રકાશે;
અગણિત ગ્રહ માંહી, સૂર્ય સર્ખો સુભાસે;
નિમિષપણ ભુલી જે, મૂજ સામો ટસેછે,
નથિ અન્ય અવનિંમાં, નાથ મારો દિસેછે! ૧
(તેને કાંઇક અધિરો થતો જોઇને)
પ્રિયતમ અતિ આવા, થાય ઉતાવળો શું?
મુજ મન તુ જડાયો, હોય જો ઇંદ્રતો શું!
મમ ચરણ તુ પાસે, ચાલિ આવે ન માની!
અધિક ધિરજ ધારૂં, શર્મ રાખું સભાની!! ૨

(પ્રકટ રિતે)

સખિ કામલતા! આગળ ચાલ આગળ! (એમ કહી જ્યાં ચંદ્રપતિ બેઠો હતો ત્યાં જવા માંડેછે જે જોઇને)

કામલતા—પ્રિય આલાં! આમ, આમ!! (મનમાં) અહા! સૂર્ય સરખા પ્રકાશિત દેવને પણ ના પસંદ કરી ચકોર માત્ર ચંદ્રનેજ તલસે છે તેનું શું કારણ હશે?

ચિત્રાંગદા—(છેલા શબ્દ સેજ સાંભળતાં તેના કાનમાં) એ પ્રશ્ન ઘેર જઈ તારા પતિનેજ પૂછજે! પરંતુ પ્રથમ જે કામ અહીં કરવાનું તને સોંપવામાં આવેલછે તેતું પૂરૂં કર!

કામલતા—વારૂં; આગળ ચાલ આગળ!

(છેલ્લીવારે જ્યાં ચંદ્રપતિ બેઠો હતો ત્યાં આવી પોહોંચેછે)

ચિત્રાંગદા—(ચંદ્રપતિ પાસે આવી લાજ અને શરમથી ગભરાઈ જઈ નિચું જોઇને) પ્રિય સખી! આ રાજ્ય વંશી વિશે તું શું જા—

કામલતા—(જાગૃત કરવા) બોલ પુરૂં બોલ?

ચિત્રાંગદા—(નામ ન દેતાં સ્મિત હાસ્ય કરીને નિચી નજરે) એમના વિશે તને શી માહિતી છે!

કામલતા—(મનમાં) વરમાળ આરોપ્યા પહેલાંજ આંણેતો "એમના તેમના" કરવા માંડ્યુ! વારૂં ઈશ્વરેચ્છાજ એવી હશે! (પ્રકટરિતે જેમના જેટલું આટલી ઉમરમાં કોઈ પણ જ્ઞાન પામેલ નહી એવા વિદ્વાન, ચતુર, ચંચળ, આગ્રહી, બુદ્ધિશાળી અને શુરા એ ચંદ્રપતિ તે ચંદ્રપતિજ છે!! એમની પાસે રાજ્યપાટ તથા દોલતમાં માત્ર તેમનાં જ્ઞાન, સદગુણ, તથા બુદ્ધિ છે!

ચિત્રાંગદા—વારૂં; ત્યારે એવા સર્વ હેતુ સારનાર મહા પુરૂષનુંજ મારે કામ છે!

(એમ કહી તેને વરમાળ આરોપે છે, જેથી બીજા રાજાઓ નાખુશ થઇ ધનુષના ટંકાર કરવા મંડી જાયછે, જેમના સામો ચંદ્રપતિ થઈ કેટલાકને ઘાયેલ કરેછે એટલામાં કૃષ્ણ, નારદમુની સાથે વિમાનમાં બેસી આવેછે).

**કૃષ્ણ**—(સાક્ષાત દેખાવ દેતાં રાજાઓને).

**ગીતિ.**

ભલા ભુપો નવ સમજી, યુદ્ધે ચડવા તમે શિદ માંડો;
મારૂં વર છે એવું, ચિત્ર ચંદ્ર બે વરે નહિ વાંધો. ૧
ચિત્રાંગદા મુજ પુત્રી, ચંદ્રપતિને જમાઇ કરિ થાપું;
કલિયુગના જન માટે, ઉત્તમ આવું દ્રષ્ટાંત કરિ આપું! ૨

**રાજાઓ**—(કૃષ્ણને પગે પડીને) ઓહો! સાક્ષાત મોરલીધરા! પ્રેમપૂર્વક આપને અમે સહુ વંદન કરી આપની આજ્ઞા માથે ચડાવિયે છિયે!

**કૃષ્ણ**—શૂરા ક્ષત્રી પુત્રો! આ વરકન્યા પ્રત્યે અગાધ પ્રેમ તથા જ્ઞાન જોઈ હું ઘણોજ પ્રસન્ન થઇ અત્રે આવ્યો છું; માટે આ ટાણે એમજ ઘટે!

**ચિત્રાંગદ, ચંદ્રાવતી, તથા ચિત્રાંગદા**—(એક સ્વરે) મહામતી ઘનશ્યામ! અમે પણ આપને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી જણાવિયે છિયે કે આવા માંગલ્યમય સમયે આપ અત્રે પધારવાથીઅમારો જન્મારો આજ સફળથયો!

**કૃષ્ણ**—કૃતાર્થ છું! વારૂં પણ હવે લગ્ન વિધીને શી વાર છે?

**નારદ**—યથાવિધી કરાવવા મારી સાથે શ્રી મનુ, વાલ્મિક, વિદુર, દુર્વાસા વગેરે મુનિઓ આવેલા છે; હવે જેવી ચિત્રાંગદની ઇચ્છા!

**દુર્વાસા**—(આગળ આવીને) પરંતુ મને એકવાર પ્રથમ ક્ષમા માગી લેવા દો! (ચિત્રાંગદને) આયુષમાન વ્રજેંદ્ર! હું તને શાપ દઈ તારા અગાધ ક્રોધને પાત્ર થયો છું, કેટલાક કાળ સૂધી તારી પ્રિયપુત્રિથી તને વિખુટો પાડી શાપ વિશે વિસ્મૃતીમાં નાખી મેં ઘણોજ અનર્થ કરેલો છે જેને માટે તું મને ક્ષમા કર! (ચિત્રાંગદા તથા ચંદ્રપતિને) અહો!

પુણ્યશાળી સત્યવાદી યશસ્વિ દંપતિ! તમારા બન્નેના સદ્ ગુણ એક મન, તથા દ્રઢતા જોઈ ઈંદ્રાસન પણ ડોલવા લાગ્યું છે તો હું કહું તેટલું થોડું છે, મારા શાપથી તમે જે કષ્ટિત થયાં તે આ રૂડો અવસર લાવવા માટે તથા પ્રબળનગરના શાપથી પિડાતા માંછિઓની મૂક્તિને અરથેજ! તોપણ પરાર્થ તમને પડેલ એ અગાધ કષ્ટ માટે હું ક્ષમા માગુંછું!

(રાજ્ય કુટુંબને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા જાય છે એટલામાં બધા તેને ઝાલી રાખે છે).

ચિત્રાંગદ—સુજ્ઞ દુર્વાસા! વિષ ભેળવીને મિષ્ટાન્ન આપનાર કરતાં તાવ હરે તેવું કડવું ઔષધ આપનાર વિશેષ પસંદ કરવા યોગ્ય હોય છે; આપે અમારા ઉપર અપાર આભાર કરેલો છે, જેથી આપનાં અમે કૃતજ્ઞી છિયે! વળી કોઈ પણ વસ્તુનું જ્યાંસૂધી મૂળતત્વ સમજાય નહીં ત્યાંસૂધી અજ્ઞાન સમુદાયને તેનું ફળ માઠું લાગે છે, પરંતુ (કૃષ્ણને પ્રણામ કરીને) જ્યારથી આ ચતુરભૂજ સ્વરૂપ અહીં બિરાજમાન થયું ત્યારથી મારા સર્વ સંશય ટળી ગયા, અને હું પણ આ ચંદ્રપતિના અનાદારને પાત્ર થયો માટે—(ચંદ્રપતિને પાયે પડવા જાય છે).

ચંદ્રપતિ (ચિત્રાંગદનો હાથ પકડીને) પૂજ્ય નરેંદ્ર! આપને અગર કોઇને પણ એમાં શોકમય થવા જેવું કારણ નથી; કેમકે જે જે આપત્તિનું મૂળ ખોળિયેછિયે તેનું ફળ માંગલિક જણાય છે, માટે આપ કૃપા કરી નિશ્ચિંત રહો!

નારદ—અરે કોઇનોએ એમાં દોષ નથી; દોષ માત્ર બંદાનો છે માટે બધાંની એ વતી બંદા ક્ષમા માગે છે!

કૃષ્ણ—અરે કોઈ પણ દોષ પાત્ર નથી; જે જે કાર્ય થયું છે તે તે માત્ર કલિયુગના અજ્ઞાન લોકને શિખામણ

માટે તથા સ્વયંવરથી હું કેટલો બધો ખુશી છું તે જણાવવા મારી ઈચ્છાથીજ થયું છે, માટે સર્વે નિર્ભય રહીને સુખે લગ્ન આરંભો.

(સર્વે ચોરી તરફ જાય છે, જ્યાં ત્રૃષીઓ નીચે પ્રમાણે મંગલાષ્ટક ભણે છે).

## शार्दूलविक्रीडित वृत्तं.

पुज्यात्मा पुरूषोत्तमा प्रभु पिता, पर्मेश पितांबरा,
गोवींदा गरूड ध्वजेश गरवा, गौपाळ गीरिधरा;
विधाता विभुजी विशंभु सविता, विश्वेश छो विमल,
सूम्हूर्ते वरनार दंपतितणुं, प्रेमे करो मंगल! १
चामुंडा दुरगा निशुंभ हरणी, आशापुरी कालिका,
अंबीका भलि भैरवी भय हरी, म्हालक्षमी रेणुका;
वाराही दुख नाशनी बहुचरा, दे चंडि शक्ती बल,
सूम्हूर्ते वरनार दंपतितणुं, प्रेमे करो मंगल. २
सिंधू क्षार मधू दधी क्षिर अने, स्वादूक घृत्तो दधी,
ईक्षु श्याम पिळा भुरा वरणनो, आपे सदा सूमति;
सर्वे सागर सिंधु हेत भरिया, देनार लक्ष्मी बल,
सूम्हूर्ते वरनार दंपतितणुं, प्रेमे करो मंगल. ३
गंगा गोमति साभ्र तापि फलगू, पापोघ्नि गोदावरी,
वेणी प्राग महेंद्रि वेत्र पुरणा, कावेरि कृष्णा नदी;

---

१ ઉપલાં મંગલાષ્ટકમાં કાળ લંચ્છનનો દોષ ન આવે માટે અસલ પ્રમાણે સર્વે દેવતાઓ, સર્વે માતાઓ, સર્વે સાગરો, સર્વે નદિયો, સર્વે પર્વતો વગેરે તમારૂં રક્ષણ કરી મંગળ કરો એ અર્થ રાખવામાં આવેલ છે.

क्षिप्रा भागिरथी कुमारि यमुना, रेवा सिता निर्मल;
सूम्हूर्ते वरनार दंपतितणुं, प्रेमे करो मंगल. ४
मंदिराचल गंध मादन गिरी, कैलास हिमाचल,
आबू निषध विर कंटक तथा, रोहिण वींधाचल;
रे आरासुर ऊदयाचल निला, ल्हो गीर अस्ताचल,
सूम्हूर्ते वरनार दंपति तणुं, प्रेमे करो मंगल! ५
याचुं आदित्य सोम मंगल म्हा, दिसे सदा शोभता,
याचुं हुं बुध गूरू शूक्र शनि जे, आकाशमां ओपता;
याचुं छुं ग्रह राहु केतु सरवे, कोडे करो कूशल,
सूहूर्ते वरनार दंपति तणुं, प्रेमे करो मंगल! ६
वायू अग्नि वरूण वासव सुरो, दुर्भाग्य तेनुं हणो,
शंभूना गण होय जेह सघळा, आशिष मंत्रो भणो;
राखो मंगल सूत्र पास वधुना, सूखो करो निश्चल,
सूम्हूर्ते वरनार दंपति तणुं, प्रेमे करो मंगल! ७
थाजे तुं दमयंति ने जनकजा, पद्मावती पार्वती,
थाजे तुं कमला समान यशमां, तारामती सत्वती;
थाजो संतति संपत्ति सुख सदा, सौ श्रेयकारी फल,
सूम्हूर्ते वरनार दंपति तणुं, प्रेमे करो मंगळ! ८

## गीति.

जय जय जय सहु गाओ, थाओ शांती सदैव सुखकारी;
यश गुण नित्य गवाओ, ल्हावो आपो विभू विमलकारी. १

**शुभ पळ शुभ मूहूर्ते, जोडाय जोडु अतो सुफळ धारी;**
**अंगिकारि गिरिधारी, करशो कूशल कृतार्थ जयकारी! २**

(લગ્નવિધી થઈ રહ્યા બાદ સ્વર્ગમાંથી આવેલ વિમાનમાં વરકન્યાને બેસાડી માતા જસોદા પાસે પગે લગાડવા લઇ જાયછે જે વખતે બધાંએ બોલેછે).

**ગીતિ.**

જ્યાં સૂધી અવનીમાં, સ્વયંવર તણો રિવાજ ટકિ રે'શે;
ત્યાં સૂધી વિદ્યા ધન, શક્તિ રૂપ યશ રહે ન અંદેસે. ૧
એ ધારો આથમતાં, નપુષક અંધા બહીર જન થાશે;
આયુષ ટુંકાં થૈને, ત્રણ દસકામાં જઈફ થઈ, જાશે. ૨
નક્ષત્રિ પૃથ્વી બનશે, ચાંડાલ પુત્રો થશે મહારાય;
દળ બળહિન થૈ જાશે, રૈયત કાયર અકર્મિ ભુમિમાંહ. ૩
પૂત્ર શ્રાદ્ધ પિતા જ્યાં, કરશે થૈને અતિ અતિ દુઃખી;
કુસંપ કલેશ બહુ વાધિ, થાશે દુઃખી રહી ન કો સૂખી. ૪
વિધવાનું બળ વધશે, બભિચારનો નહીં રહે આરો;
બાળ હત્યા બહુ થાશે, પરખાશે નહિ કુકર્મિ કે સારો. ૫
સહુ સુખનું મૂળ મોટું, સ્વયંવર કદિ વરાય જો પ્રીત્યે;
નહિતો સઘળાં ફાંફાં, દુખદુખદુખ બ્હો અનર્થ નિતંનિત્યે. ૬
કલિયુગમાં આ ધારો, ભરતખંડમાં જરૂર લય થાશે;
સુદર વરને વરવી, વરવા વરને સુગાત્રિ દેવાશે. ૭
પણ ચેતી આગળથી, પડશે જન જો હિતાર્થ મેદાન;
સંપતિ સંતતિ મળતાં, સૂખી થાશે વિશેશ ભગવાન! ૮



## ભગવાનલાલ કૃત પુસ્તકો.



## "પુસ્તક મળવાનાં ઠેકાણાં."

અમદાવાદમાં—શ્રી બાળજ્ઞાન વર્ધક તથા કુસુમગુચ્છ ચોપાનિયાના અધિપતિ સાહેબો મારફત તથા સાંકડી-શેરીમાં લાખાપટેલની પોળમાં રા. રા. હિંમતરાય નામન-તરાવ પાસેથી તેમજ હાઈસ્કુલમાં ચિ. રા. ગુણવંતરાવ ગોપાળરાય તરફથી, વડોદરા કાંપ તથા શેહેરમાં ઘડી-આળીપોળમાં વૈદ્ય ભગવાનલાલ બાપાલાલ પાસેથી, મુંબાઈમાં કાલબાદેવીરોડ મમ્માદેવી નજીક શેઠ કાળીદાસ સવચંદ મારફત ભૂજમાં કચ્છ દિવાનના હેડક્લાર્ક રા. રા. ચુનીલાલ અમૃતરામ પાસેથી, વગેરે બિજે કેટલેક સ્થળે તપાસ કરવાથી મળશે. સામટાં દશ લેનારને એક પ્રત જાસ્તી આપવામાં આવશે તથા તેથી વધારે લેનારને તેથી પણ કિફાયત ભાવે વેચવામાં આવશે.